**જે નેઅ્‌મતહા ખોદાયા દેહ્ તુ ગન્જી,**
**કે દર ઓમ્રમ નયાબમ હીચ રન્જી.**

૨૨. અએ ખુદા! તારી ન્યામતોનો લગાર ખજાનો મને આપ, કે જેથી મારી આખી ઉમર સુધી કંઈ પણ રંજ હું જોઉં નહિ.

**જે નાને કસ મકુન મમ્નૂન મારા,**
**બે ફૈઝે ખુદ બેકુન મર્હૂન મારા.**

૨૩. કોઇ (બીજા) ની રોટીના ઉપકારમાં તું મને ના રાખતો, તારી મહેરબાનીમાંજ મને દબાયલો અને ગીરવી રાખેલો રાખજે.

**નેકૂ શોગ્લમ દેહો હમ કુન કરીબમ,**
**કે લઝ્ઝાતે જેહાન બાશદ નસીબમ.**

૨૪. મને નેક ધંધો રોજગાર આપ તથા મને તારો નજદીકનો (માનિતો) કર, કે જેથી મારે ફાલે દુન્યાની લહેઝત ચાખવાનું આવે.

**બે પીશે ખલ્ક ગર્દાની અઝીઝમ,**
**ઝબાનરા કુન બેશીરીની લઝીઝમ.**

૨૫. દુન્યાનાં લોકોની સનમુખ તું મને મહાન અને વહાલો કર, અને મારી જબાન ઉપર મીઠાશ રેડ.

**હમા કેર્‌દારો કારમ દર યઝેશ કુન,**
**બે દેલ નીકી ઓ રાદી દર કુનેશ કુન.**

૨૬. મારાં તમામ કામ તથા કરણી વખાણવા લાયક કર, મારૂં અંતઃકરણ નેકી તથા સખાવત કરનારૂં બનાવ.

**તનમ અઝ રાહે અહરીમન બેકુન દૂર,**
**દેલમ દર રાહે તુ દારી પોરઝ નૂર.**

૨૭. અહેરેમનના રાહથી મારાં શરીરને દુર કર, મારાં હૃદયને તારી રાહ ઉપર નુર ભરેલું કર.

**ઘનામીનો જે મન બાદા શેકસ્તેહ,**
**હમા દીવો દરૂજાન દસ્ત બસ્તેહ.**

૨૮. ઘનામીનો મારાથી શીકસ્ત પામેલો થાય, તમામ દેવ દરૂજોનાં હાથ બાંધેલા થાય.

ચુ બન્દમ રખ્તે ખુદરા મન જે ગીતી,
રવાની બર ઝબાને મન પતેતી.

૨૯. જ્યારે હું દુન્યામાંથી ગાંસડો પોટલો બાંધું ત્યારે મારી ઝબાન ઉપર પતેત ચાલુ કરજે.

દરીન ગીતી ચુ બાશદ નઝ્એ જાનમ,
રવાન સાઝી અષેમરા બર ઝબાનમ.

૩૦. આ દુન્યામાં જ્યારે મારો જાન ઘડીપળ હોય ત્યારે મારી ઝબાન ઉપર "અષેમ વોહુ"ના કલામ જારી કરાવજે.

અષેમરા ઓ પતેત્રા ચુન્ બેખાનમ,
બે પાદાશશ બે જેન્નત દર રસાનમ.

૩૧. જ્યારે હું "અષેમ વોહૂ" તથા 'પતેત' ભણું ત્યારે તેનાં બદલામાં તું મને બહેસ્તમાં પહોંચાડજે.

ચુ બર મન રાહે દમ બન્દન્દ દીવાન,
દરાન વક્તમ સલામત દાર ઇમાન.

૩૨. જ્યારે દેવો મારો દમ લેવાનો માર્ગ બંધ કરી નાખે ત્યારે મારું દીનનું યકીન સલામત રાખજે.

મકુન બર મન શયાતીન રા ઘાલેબ,
કે આસાન્તર રવદ જાનમ ઝે કાલેબ.

૩૩. શયતાનને મારા ઉપર ગાલેબ ના કરતો, કે જેથી મારો જાન તનમાંથી વધારે આસાનીથી બહાર જાય.

સોરૂશે યાવર આન્જા કુન પદીદાર,
બે બાશદ ઊ રવાનમરા નેગેહ્દાર.

૩૪. ત્યાં (મોતને બીછાણે) મદદ કરનાર સરોશ યઝદને જાહેર કર, કે જેથી તે મારાં રવાનનો નેઘેહદાર થાય.

સે રૂઝો શબ હમૂ દારદ નેગાહમ,
બે ચેન્વદ પોલ નેમાયદ જાયો રાહમ.

૩૫. ત્રણ દિવસ અને રાત તે (સરોશ) મારી ઉપર નીઘાહ રાખે, અને ચીનવદ પુલ ઉપરથી મને જગા તથા રસ્તો બતાવે.

ખોદાયા ઝેબ્વલીન રૂઝી કે ઝાદમ,
હમય દુન તા બે મર્ગમ દેહ મોરાદમ.

૩૬. અએ ખુદા! જે દિવસથી મેં જન્મ લીધો ત્યારથી તે મારાં મરણ સુધી મારી મુરાદ પાર પાડજે.

ખોદાવન્દા બેહેશ્તો જાયે રૌશન,
ઝે લોત્ફે બીકેરાન કુન રૂઝીએ મન.

૩૭. અએ ખુદા! તારી બેહદ મહેરબાનીથી બહેસ્ત અને રોશન જગ્યા મારૂં નસીબ કરજે!

બે ગીતી દર બેદારમ આબરૂઈ,
બે મીનૂ દર ગોરોસ્માને નેકૂઈ.

૩૮. આ દુન્યામાં મને આબરૂથી રાખજે, અને મિનોઇ દુન્યામાં સારાં બહેશતમાં રાખજે!

બે ચોમ્ને સીઓ સે અમ્શાસપન્દાન,
દેલમ દારી હમીશે શાદો ખન્દાન.

૩૯. તેત્રીશે ફરેસ્તાઓની બરકતથી મારાં હૃદયને હંમેશાં ખુશાલ તથા હસ્તું રાખજે.

તુ અયે ઓરમઝદે પાકો બેહ્તરીન રૂઝ,
મોરાદો ખાહેશમ હાસેલ કુન એમરૂઝ.

૪૦. ઓ ભલામાં ભલા પવિત્ર હોરમજદ રોજ, આજ દીને મારી મુરાદ તથા ખાહેશ બર લાવ.

હુશો અક્લો ખેરદ યાબમ ઝે બેહ્મન,
દેલે સાફો નિયત પાકો નેકૂ તન.

૪૧. બહમન અમશાસ્પંદ તરફથી હું હોશ, અકકલ, તથા ડહાપણ, સાફ દીલ, પાક નૈયત, તથા ભલું તન મેળવું.

હમઝ અર્દીબેહેસ્તમ કેર્ફેહ બેસ્યાર,
શવદ હાસેલ, એલાવેહ રાસ્ત ગોફતાર.

૪૨. અએ નેક ખુદા! અરદીબહેસ્ત અમશાસ્પંદ તરફથી મને ઘણુંજ સવાબ, તથા તે ઉપરાંત રાસ્ત બોલવું હાંસેલ થાય.

જે શેહરીવર બેયાબમ માલો નેઅ્મત,
જે શાહાન દૂર સાઝી ઝોલ્મો ઝેહ્મત.

૪૩. શહરેવર અમશાસ્પંદ તરફથી મને માલ તથા ન્યામત મળે, પાદશાહો આગળથી જુલમ તથા ઝેહમત દુર કરે.

જે એસ્ફન્દારમદ 'બુન્દેહ મનશ્ની'
સેપાસો શોકે યઝ્દાંન, ઇન 'કુનશ્ની.'

૪૪. અસ્પંદારમદ અમશાસ્પંદ તરફથી સંપૂર્ણ મનશની અને ખોદાતાલાની સેપાસગુજારી, શુક્રાના, એવાં એવાં સારાં કામ હાંસલ કરે.

મેહો સાલમ ખોજસ્તેહ્ કુન જે ખોર્દાદ,
કે શીરીનીઓ ચર્બી યાબમ અઝ દાદ.

૪૫. ખોરદાદ અમશાસ્પંદ તરફથી મારા મહિના તથા સાલો મુબારક કર, કે ઇનસાફથી મિઠી અને સ્વાદિષ્ટ ન્યામતો મેળવું.

'અમર્ગીઓ' બેરૈમન્દી જે મોર્દાદ,
ખુરેશહાએ નીકૂ બૂયે ખુશમ બાદ.

૪૬. અમરદાદ અમશાસ્પંદ તરફથી મને અમર્ગી તથા ફળદ્રુપતા હોજો, સારાં મિષ્ટાનો તથા ખુશનુમા સુગંધ મારે માટે હોજો

જે દયેબાદર યકીન દર દીને બેહ્ દેહ,
કે દર દીન્ અઝ હમા કેર્દે યકીન બેહ.

૪૭. દેપાદર તરફથી ભલી દીન ઉપર આસ્થા આપ, કારણકે દીનની આસ્થા બીજા બધા સવાબો કરતાં બહેતર છે.

જે આદર્ ઇઝદમ અક્લો ખેરદ બખ્શ,
કે ઊ રન્જો બલાયમરા કુનદ પખ્શ.

૪૮. આદર ઇજદ તરફથી મને અકકલ તથા ડહાપણ બક્ષ, કારણકે તે રંજ તથા બળા કચડી નાખે છે.

જે આબાન ઇઝદમ હાજત રવા કુન,
મોરાદે મન બે ઝૂદી તુ અદા કુન.

૪૯. આવાં યઝદ તરફથી મારી હાજતો બર લાવ, મારી મુરાદ જલદીથી તું પાર પાડ.

મોનવ્વર કુન દુ ચશ્મે મન જે ખુરશીદ,
હમીન તા રૂજે પીરી દારમ ઓમ્મીદ.

૫૦. ખોરશેદ યઝદથી મારી બંને ચશમ રોશન કર, રોશન આંખ સાથે ઘડપણ સુધી રહું એવી ઉમેદ હું રાખું છું.

બુ હલ કુન મોશ્કેલમ અઝ માહ બોખ્તાર,
રસાનદ બર મોરાદમ દર હમા કાર.

૫૧. માહ યઝદ તરફથી મારી મુશકેલી ટાળ, કે તે દરેક કામ મારી મુરાદ મુજબ પાર પાડે.

બે તીર ઇઝદ બે ફર્માઈ તુ અયે પાક,
કે સાઝદ તાલેઅમ શાદો ખોરેહનાક.

૫૨. અએ પાક ખોદા! તીર યઝદને તું ફરમાવ કે તે મારાં નસીબને ખુશી ભરેલું, તથા ખોરેહવાળું કરે.

અઝ રેઝકો નેશાતે જાન દેહાની,
જે રન્જો મેહનતો ઘમ વા રેહાની.

૫૩. તેની તરફથી મને રોજી રઝક તથા જીવનનું સુખ અપાવ, અને રંજ, મહેનત તથા ગમમાંથી છુટકારો બક્ષાવ.

જે ગૂશ ઇઝદ બેકુન હેમ્મત બલન્દમ,
હમયદુન ઊ બેદારદ અર્જમન્દમ.

૫૪. ગોશ યઝદથી મને મોટાં મનનો કર, હંમેશાં તે મને આબરૂદાર રાખે.

જે દેબ મેહેર ઇઝદમ ઘમ રા કુની દૂર,
બે દેલ દર રાહ યાબદ પાકી ઓ નૂર.

૫૫. દેપમહેર યઝદથી મારો ગમ દુર કર, જેથી મારાં દીલમાં પાકીજગી અને નુર માર્ગ મેળવે.

જે મેહેર ઇઝદ દેલમ પોર મેહેર ગર્દાન,
સરે પોલ પીશે ઊ ખુશ-ચ્હેર ગર્દાન,

૫૬. મહેર યઝદથી મારૂં દીલ માયા ભરેલું કર; ચીનવદ પુલ આગળ તેની સનમુખ મને ખુશાલ ચહેરાનો કર.

કે ખાસો આમ દર દેલ દૂસ્ત દારન્દ,
મરા દર દૂસતી નીકૂ શોમારન્દ.

૫૭. કે અદના તથા આલા પોતાનાં દીલમાં મારી તરફ મહોબત રાખે, અને મને તેઓની દોસ્તીને લાયકનો ગણે.

સોરૂશ ઇઝદ રવાનમરા નેગેહ્દાર
શવદ, હમ દૂર દારદ દૂઝખે તાર.

૫૮. સરોશ યઝદ મારાં રવાનનો નેગેહદાર થાય, તેમજ અંધારા દોઝખને મારાથી દુર રાખે.

ઝે રશ્નેઅમ બે દેલ દર રાસતી દાર,
તુ દૂરમ અઝ કજીઓ કાસતી દાર.

૫૯. રશને યઝદથી મારાં દીલમાં સચાઈ રાખ, અને છળકપટ તથા જુઠાઇને મારાથી દુર રાખ.

ઝે ફરૂવરૂદીન રવાનમ રા ફરેહ્ કુન,
દેલમ રા અઝ ફરૂહર પોર ખોરેહ્ કુન.

૬૦. ફરવરદીન યઝદથી મારાં રવાનને નુરમંદ કર, મારાં દીલને ફરોહરથી ખોરેહમંદ કર.

તુ બેહ્રામ્ ઇઝદમ રા કુન નેગેહ્દાર,
કે બર દોશ્મન ઝફર યાબમ બે હર કાર.

૬૧. તું બહેરામ યઝદને મારો નેગેહબાન કર, કે જેથી દુશ્મન ઉપર દરેક બાબતમાં હું ફત્તેહ ફીરોજી મેળવું.

મોરાદી હરૂચે ખાહમ ઊ દેહદ ઝૂદ,
બરારદ ઊ ઝે દોશ્મન્હાયે મન દૂદ.

૬૨. જેવી હું મુરાદ ચાહું તે તે જલદીથી બક્ષે, તે મારા દુશ્મનોને પાયમાલ કરે.

ઝે રામ ઈઝદ દેલમ રા શાદિઈ દેહ,
બે શૌકો ખોરૂરમી આબાદિઈ દેહ.

૬૩. રામ યઝદથી મારાં દીલને ખુશાલી આપ, તે સાથે ખુશીખુરમી, અને આબાદી આપ.

**દેલે આલમ બે મન બર દૂસ્ત દારી;**
**દેહમ ઓસ્રે દેરાઝો કામગારી.**

૬૪. લોકોનાં દીલને મારી તરફ મહોબત ધરાવાતાં કર, મને લાંબી ઉમર તથા ફત્તેહમંદી આપ.

**ઝે બાદ્ ઇઝદ દેલમરા તાઝેહ ગર્દાન,**
**ઝે એલ્મે ખુદ બલન્દ આવાઝેહ ગર્દાન.**

૬૫. ગુવાદ યઝદથી મારાં દીલને તાજું રાખ; તારાં જ્ઞાનથી મને પ્રખ્યાત કર.

**ઝે દેબ્દીનમ મનશ્ની પાક દારી,**
**કે તા દર્ દુ જેહાન યાબમ યસારી.**

૬૬. દેપદીન યઝદથી મારી મનશ્ની પાક રાખ, કે જેથી બન્ને જેહાનમાં મને પુષ્કળતા અને આબાદી મળે.

**ઝે દીન્ ઇઝદ બેદીને મઝ્દિયસ્નાન,**
**બેદારાં બીશકો શોબ્હે હુમાન સાન.**

૬૭. દીન યઝદથી માઝદયસ્ની દીન ઉપર તું મને જેમ છે તેમ બીલકુલ શક યા ગુમાન વગર દ્રઢ રાખ.

**ઝે એર્દ્ ઇઝદ બલાયમ દૂર ગર્દાન,**
**દેલમ રા અઝ ખેરદ પોર નૂર ગર્દાન.**

૬૮. અશીશવંઘ યઝદથી મારી બળા દૂર કર, મારાં હૃદયને ડહાપણથી નુરમંદ કર.

**ઝે લોત્ફે ખુદ બેફર્માઈ તુ દાદાર,**
**કે અસ્તાદ્ ઇઝદમ બાશદ નેગેહદાર;**

૬૯. અએ દાદાર! તારી મહેરબાનીથી તું આસ્તાદ યઝદને ફરમાવ કે તે મારો નેગેહદાર થાય.

**સરે પોલ બા ફરૂહર યાર બાશદ,**
**અઝાન યારીયમ આસાન કાર બાશદ.**

૭૦. ચીનવદ પુલ આગળ ફરોહર સાથે તે મારો મદદગાર થાય, અને તે મદદથી મારૂં કામ આસાન થાય.

ઝે અસ્માન્ ઈઝદ દાન ચર્ખે ગર્દાન,
બરે હુર્ કસ સરફરાઝમ તુ ગર્દાન.

૭૧. આ ફરતાં ગગનમાં આસમાન યઝદથી તું મને દરેક સનમુખ ચહડિયાતો અને ઇજ્જતવાળો કર.

તનમ રા કુન નેગેહબાન રૂઝે ઝમ્યાદ,
બેદીલ દર અઝ બેરદ બેન્હી તુ બુન્યાદ.

૭૨. જમયાદ રોજે તું મારાં બદનનું રક્ષણ કરજે, મારાં દીલમાં તું ડહાપણનો પાયો નાખજે.

ઝે મારેસ્પન્દ 'વસ્તા રાસ્ત ખાનમ,
બે ખૂબી દીનો આઇન રા બેદાનમ.

૭૩. મારેસ્પંદથી હું અવસ્તાનાં કલામ શુધ્ધ અને સાચી રીતે ભણું, અને દીનનો તરીકો હું બરાબર જાણું.

કલામે ઝન્દ બા ઊ શુદ હવાલેહ,
ઝબાન રા બેહતરઝ શીરીન નવાલેહ.

૭૪. અવસ્તાના કલામ તે યઝદને હવાલે થયલા છે; તે કલામો ઝબાનપર મીઠા નવાળા કરતાં વધારે બેહેતર છે.

બેમન બર મેહરબાન ગર્દાન અનારામ,
ગોરેસ્માનમ દેહદ,—આન જાયે આરામ.

૭૫. અનેરાનને મારી ઉપર મહેરબાન બનાવ, કે તે મને આરામનું સ્થળ, ગરોસ્માન બહેશ્ત આપે.

ઝે બોર્ઝ ઈઝદ તનમ રા આબરૂઈ,
દેહી ચુન આબ સાફી બા નેકૂઈ.

૭૬. બોર્ઝ યઝદ (અપામ નપાત) તરફથી પાણી જેવી સાફ અને નિર્મળ આબરૂ તું મને આપ.

ઝે હોમ ઈઝદ બેબખ્શમ તનદોરોસ્તી,
હવાદારીએ ફરઝન્દાનો ચોસ્તી.

૭૬. હોમ યઝદથી તું મને તંદરોસ્તી, તેમજ ફરજંદોની મહોબત અને ચાલાકી બક્ષ.

**કે દહુમાન કુન રવાનમ શાદો ખન્દાન,**
**કે બાશદ બર સરે પોલ ઊ નેગેહબાન.**

૭૮. દહેમ યઝદથી મારાં રવાનને ખુશાલ અને હરતું કર, કે તે ચીનવદ પુલ આગળ મારો નેગેહબાન થાય.

**બે આન્જા બેહ્‌રેહ્ દેહ્ ચન્દાન નેકૂઈ,**
**કે બર પોલ મન રવમ બા આબરૂઈ.**

૭૯. ત્યાં મને નેકીનો એટલો બધો હિસ્સો આપ, કે ચીનવદ પુલ ઉપરથી હું બાઆબરૂ પસાર થાઉં.

**બે આખેર કુન રવા ઇન મોદ્દઆયમ,**
**કે દર્ હર્ દુ જેહાન શાદી નેમાયમ.**

૮૦. સેવટે મારી આ માગણીઓ તું કબુલ કર, કે જેથી બન્ને જેહાનમાં હું ખુશહાલ થાઉં.

**બે ઇન બન્દે બે લોત્ફે ખુદ શરફ્ દેહ,**
**હમા તક્સીરો જોર્મમ યક તરફ્ નેહ્.**

૮૧. તારી મહેરબાનીથી આ બંદાને કીર્તિ બક્ષ, અને મારી બધી તકસીર તથા ગુનાહ એક બાજુએ મેળ.

**ખોદાયા બામન્ ઇન અમ્શાસ્પન્દાન,**
**પનાહો યારો રેહ્‌બર કુન તુ હઝમાન.**

૮૨. અએ ખુદા! તું આ અમશાસ્પંદોને હમેશાં મારા પનાહ, સાથી અને રેહેબર કર.

**ઝે શૈતાનો હમાન્ અઝ હફ્ત દીવાન,**
**રેહાઇઅમ્ દેહ્ તુ અયે પાક યઝ્દાન.**

૮૩. અએ પાક ખુદા! શેતાનથી, તેમજ સાત દેવોથી તું મને છુટકારો બક્ષ!

**ઝે જોર્મમ ગરૂચે કારી મોશ્કેલમ હસ્ત,**
**વલી ઓમ્મીદ અફ્વત દર દેલમ હસ્ત.**

૮૪. જો કે મારાં પાપને લીધે મારૂં કામ મુશ્કેલ થયું છે, તોપણ મારાં દીલમાં તારી માફીની ઉમેદ છે.

બે ગીતી પીશ ખલ્કમ પાયેગાહ દેહ,
બે મીનૂ દર બેહેશતમ જાયેગાહ દેહ.

૮૫. આ દુનિયામાં લોકો આગળ મને મોભો અને દરજ્જો આપ, મીનોઇ દુનિયામાં મને બહેસ્તની અંદર જગા આપ.

બે બેહ્રામ ઇઝદત ફર્માય દાદાર,
કે બાશદ ઊ બે ગીતીઅમ નેગેહ્દાર.

૮૬. અએ દાદાર! બહેરામ યઝદને ફરમાવ કે આ દુનિયામાં તે મારો નેગેહદાર થાય.

પઝીરોફ્તમ વરા અઝ જાન ફેરેશ્તેહ,
કે બાશદ ખાસ અઝ નૂરત સેરેશ્તેહ.

૮૭. હું તેને દીલોજાનથી ફરેશતા તરીકે કબુલ રાખું છું, કારણકે તે તારાં નુરમાંથી બનેલો છે.

દેહદ યારી બે ફીરૂઝીઓ નોસ્રત,
ઝેદાયદ અઝ દેલમ અન્દુહો ઓસ્રત.

૮૮. ફત્તેહ ફીરૂઝી સાથે તે મને મદદ આપે, મારાં દીલમાંથી ગમ તથા મુશકેલી દફે કરી નાંખે.

ચુ ઊરા મન બે હર કારી બેખાનમ,
ફેરેસ્તી અઝ હોઝૂર આન મેહ્રબાનમ.

૮૯. જ્યારે હું તેને દરેક કામમાં યાદ કરૂં, ત્યારે તે મહેરબાન (બહેરામને) તારી હજુરથી મારી આગળ મોકલજે.

એજાબત કુન દોઆયમ અયે ખોદાયમ,
કે હસ્તી મેહ્રબાન દર દુ સરાયમ.

૯૦. અએ મારા ખુદા! મારી દુવા કબુલ કર, કારણકે બન્ને દુનિયામાં તુંજ મારો મહેરબાન છે.

મને બીચારેહ અન્દર પીચોતાબમ,
બેપીશે મર્દોમાન અફ્ઝાય આબમ.

૯૧. હું લાચાર, ગુંચવાડા અને મુશકેલીમાં છું; લોકોની સનમુખ મારી આબરૂનો વધારો કરજે.

**જે તન હર્ દર્દો આઝારી કે બાશદ,**
**બેરાનો નીઝ તીમારી કે બાશદ.**

૯૨. મારાં શરીરમાં જે હરેક દુઃખ કે બીમારી હોય, તેને હાંકી કહાડ અને વળી જે કાંઇ ગમગીની હોય તે પણ દૂર કર.

**ખોદાયા મન પતેત દર દેલ બેદારમ,**
**બે ચેન્વદ પોલ તુઇ આમોર્ઝેગારુમ.**

૯૩. અએ ખુદા! હું મારાં દીલમાં પસ્તાવો રાખું છું, ચીનવદ પુલ ઉપર તુંજ મારા ગુનાહ માફ કરનાર છે.

**બેબખ્શાયમ બેબખ્શાયમ બેબખ્શાય,**
**બરીન બન્દે દરે રેહ્મત તુ બોકૂશાય.**

૯૪. મારા ગુનાહ માફ કર, મારા ગુનાહ માફ કર, મને માફી બક્ષ અને આ બંદા ઉપર તારી રહેમનો દરવાજો ખુલ્લો કર.

---

## મોનાજાત ૧૯ મી (બયતોમાં)

### તેત્રીસ ફરેશતાઓની યાદ સાથની

### દસ્તુર જમશેદજી જામાસપજી આસાજીની જોડેલી.

**એલાહી ચશ્મએ ફૈઝત રવાન કુન,**
**દેલમ આફાતે દોરાન દર આમન કુન.**

૧. અએ ખુદા! તારી બક્ષેશનો ઝરો વહેતો કર, જમાનાની આફતોમાંથી મારાં દીલને સહીસલામત રાખ.

**એલાહી બીકસમ સૂયમ નઝર કુન,**
**ઝે એસ્રારે નરીસત બા ખબર કુન.**

૨. અએ ખુદા! હું નાચાર છું, મારી તરફ નજર કર; તારા કિમતી ભેદોથી મને માહેતગાર કર.

મને બીચારેહ્ રા બેન્માય રાહી,
કે મીદારમ ચુ તુ પોશ્તો પનાહી.

૩. મને નાચારને સારો રાહ દેખાડ, કારણ કે હું તારા જેવાનોજ ટેકો તથા પનાહ ધરાવું છું.

ઝબાનમ બા દુ ચશ્મો ગૂશ હમ્વાર,
ઝે આસારે બદો ઝેશ્તી નેગેહ્દાર.

૪. મારી ઝબાન, બે આંખ તથા કાનને હમેશાં ખરાબ અને ભુંડાં કામોની અસરથી બચાવ.

એલાહી આજેઝમ, બાશદ કે ગાહી,
બરીન મેસ્કીન બેયન્દાઝી નેગાહી!

૫. અએ ખુદા! હું લાચાર છું, એવું બનશે કે કોઇ વખત તું આ મિસ્કીન ઉપર તારી નીઘાહ નાખે!

એલાહી આગેહી અઝ હાલે ઝારમ,
બે હસ્બે મોદ્દઆ કુન કારોબારમ.

૬. અએ ખુદા! તું મારી પરેશાન હાલતથી વાકેફ છે, મારી હાલતને મારી ધારણા મુજબ ધીકતી અને આબાદ કર.

બે મેસ્કીનીએ મન્ અઝ લોત્ફ બબ્શાય,
ઝે જાનો દેલ ઘમો અન્દુહ બેઝદાય.

૭. માયાની રાહે મારી નાચાર હાલત ઉપર રહેમ કર, મારા જાન તથા દીલમાંથી ગમ અને દીલગીરી કહાડી નાખ.

દોઆયમ રા એજાબત હમ-એનાન કુન,
તુ તક્વાયમ બરે ખલ્કાન અયાન કુન.

૮. મારી દુવાને તારી કબુલાત સાથે જોડ, મારી પહરેજગારીને દુન્યામાં જાહેર કર.

કે દીન યાબદ ઝે હુશે મન રેવાજી,
નબાશદ અઝ કસાનમ એહ્તિયાજી.

૯. કે મારી હુશિયારીથી દીનનો ફેલાવો થાય, હું લોકોનો મોહતાજ રહું નહિ.

નેઆઝમ રા શરફ દેહ અયે અઝીઝી,
બીરૂન કુન્ અઝ દેલે મન બીતમીઝી.

૧૦. અએ મારા કીર્તિવંત ખોદા! મારી બંદગીને મરતબો બક્ષ, મારા દીલમાંથી ઘેરડહાપણ બહાર કહાડ.

રવાનમ્ રા સરાસર કેર્ફે અમ્બાર,
બે મેહ્રસુદી મયાવર ઝરૂરે આઝાર.

૧૧. મારા આત્માને સઘળા સવાબોથી ભરી નાખ, અદેખાઇના ભોગ થયલા ઉપર (યાને મારી ઉપર) જરાબી દુઃખ ના પડવા દે.

દેલે મન મખ્ઝને એસ્રારે ખુદ કુન,
ઝબાનમ્રા કેલીદે બારે ખુદ કુન.

૧૨. મારાં હ્રદયને તારા ભેદનો ભંડાર કર, મારી ઝબાનને તારી દરગાહની ચાવી કર.

એલાહી બખ્તે મન રોશન બેગર્દાન,
તનમ્રા અઝ અષેમ જોશન બેગર્દાન.

૧૩. અએ ખોદા! મારૂં નસીબ રોશન કર, મારાં તનને "અષેમ"ના કલામનું બખ્તર પહેરાવ.

સબાતમ બખ્શ દર રાહે અશૂઈ,
એનાયત કુન બે ઇન બન્દે નેકૂઈ.

૧૪. અશોઇની રાહ ઉપર મને દ્રઢતા બક્ષ, તું આ બંદાને નેકી એનાયત કર.

કે દરૂહાયે કસાન દસ્તમ નેગેહ્દાર,
તુ ગીરી દસ્તે મન અયે પાક દાદાર.

૧૫. લોકોનાં બારણાં ઠોકતાં મારા હાથોને અટકાવ, અએ પાક દાદાર! તુંજ મારો હાથ પકડ.

મરા હર્ગેઝ મકુન અઝ રાહે ખુદ દૂર,
બે મન બખ્શી ખોદાયા જાયે પોર નૂર.

૧૬. મને તારી રાહથી કદી દુર કરતો ના, અએ ખુદા! મને નુરથી ભરેલી જગ્યા બક્ષ.

**બેનઝદીકીએ ઝરતોશ્તે સપેત્‌માન,**
**દેહી જાયમ ખોદાયા દર ગોરોસ્માન.**

૧૭. અએ ખોદા! ગરોસ્માન બહેસ્તમાં સ્પીતમાન જરથોસ્તની નજદીક મને જગા બક્ષજે.

**ફેરાવાન રેહમ કુન બર બન્દેએ ખાસ,**
**કે તા અફૂઝાયદમ હર રૂઝ એખ્લાસ.**

૧૮. તારા ખાસ બંદા ઉપર ઘણીજ મહેર કરજે, કે જેથી દરરોજ તારી તરફનો મારો એખલાસ વધતો જાય.

**રવાનમરા ઝે પાકી તૂશેઈ દેહ,**
**ઝે બદ કેરદારહા યક ગૂશેઈ દેહ.**

૧૯. મારા આત્માને પાકીજગીનો ખોરાક બક્ષ! અને બદ કામોથી તેને અલગપણું આપ.

**બે કોરૂબત બખ્શા તુ જાયે સફાયમ,**
**રેહાની અઝ એઝાબે પોર જફાયમ.**

૨૦. તારી નજદીક મને પાકજગ્યા આપ, જફાથી ભરેલા આઝીબથી મને છુટકારો બક્ષ.

**ઝે એસારે ખુદમ કશા હલ્કે દર ગૂશ,**
**ફેઝાઇ હેફ્‌ઝે મારા અઝ સરે હૂશ.**

૨૧. તારા ભેદથી મને તારી તાબેદારીમાં ખેંચ, હોંશથી મારી યાદદાસ્ત શક્તિમાં વધારો કર.

**ઝે વરતા કારોબારમ્‌ રા રવાઇ**
**બેદેહ ખાલેક કે હસ્તમ બીનવાઈ.**

૨૨. ઓ કીરતાર! અવસ્તાના કલામો પઢવાના પ્રતાપથી મારી હાલતને ધીકતી અને આબાદ કર, કારણકે હું ગુજરાનનાં સાધન વગરનો છું.

**ઝે તુ દારમ ઓમીદીરા કે દારમ,**
**મકુન દર 'મીનુઆન' તુ શર્મસારમ.**

૨૩. હું જે કાંઈ ઉમેદ ધરાવું છું, તે તારાથી ધરાવું છું, મિનોઇ દુન્યામાં મને શરમીંદો ના કરતો.

**બેહર જાઈ કે બાશમ હમ્દમમ બાશ,**
**બેહર રાહી કે પૂયમ હમરેહમ બાશ.**

૨૪. જ્યાંબી હું હોઉં ત્યાં તું મારો મિત્ર થા અને જેબી રસ્તા ઉપર હું દોડું, તે રસ્તા ઉપર મારો સાથી થા.

**ખોદાયા દેલ બે દસ્તત દાદેઅમ મન,**
**બે રાહે બન્દગી ઇસ્તાદેઅમ મન.**

૨૫. અએ ખોદા! મેં મારૂં દીલ તને હવાલે કીધું છે. ભકિતના માર્ગ ઉપર હું ઉભેલો છું.

**નેશાને કૂયે વસ્લત પીશમ આવર,**
**હેઝીઝમ રા બે ઔજે ખીશત આવર.**

૨૬. તારાં જોડાણની ગલી (રસ્તા)ની ઇધાણી મારી સનમુખ લાવ, હું નીચેમાં નીચે પડેલાને તારી ઉંચાઇએ લાવ.

**સેફાલે જેસ્મે મન ગોલ-યાઝે ખુદ કુન;**
**દેલે મન અન્દલીબે રાઝે ખુદ કુન.**

૨૭. મારાં શરીરનાં માટીનાં વાસણને તારા ગોલાબોથી ઉગતું અને ભરેલું કર, મારાં દીલને તારા ભેદનું બુલબુલ બનાવ.

**મરા ચુન ઝીન જેહાન આયદ કેનારેહ,**
**ફેરેસ્તી ઇઝદાનરા બી શોમારેહ.**

૨૮. જ્યારે આ દુન્યાથી કીનારે થઇ જઇ ચાલી જવાનો મારો વખત આવે ત્યારે બેશુમાર યઝદોને મોકલજે.

**સોરૂશે પાક ગીરદ દસ્તે મારા,**
**બેજા આરદ હમા અલતાફહારા.**

૨૯. પાક સરોષ યઝદ મારો હાથ પકડે, અને મહેરબાનીઓ વરસાવવાનું બજા લાવે.

**પતેત પયેવસ્તેહ બા કામો ઝબાન કુન,**
**અશેમરા હમ ગેહે નઝૂઅમ રવાન કુન.**

૩૦. હંમેશાં પતેત મારાં તાળવાં તથા જીભમાં મુક, મારી છેલ્લી પળને વખતે 'અષેમ વોહુ'ના કલામો મારી જીભ ઉપર જારી કરજે.

**કે તા અહરીમને રીમન શવદ પસ્ત,**
**બે ગોસ્તાખી નયારદ ઝદ બેમન દસ્ત.**

૩૧. કે જેથી નાપાક અહેરેમન નીચો પડે, અને તુંડાઇ લાવી તે મને પોતાંનો પંજો મારી શકે નહિ.

**બવદ એઅદાએ મન ખન્નાસ પીશે,**
**બકૂરી મોત્તસેલ બાદા હમીશે.**

૩૨. મારા દુશમનો શયતાની પેશાના છે, તેઓ હંમેશાં અંધારાં સાથે જોડાયલા રહેજો.

**એલાહી દૂસતાનમ ઘમ મબીનાદ,**
**વગર દોશ્મન બુવદ ખુશ-દમ મબીનાદ.**

૩૩. અએ ખોદા! મારા દોસ્તો ગમ ના જોતા, અગર કોઈ મારો દુશ્મન હોય તો તે સુખની પળ ના ભોગવતો.

**રવમ ઝીન જા ચુ સૂયે મીનુઈયાન,**
**બે ચેન્વદ પોલ રેહે મન બાદ આસાન.**

૩૪. જ્યારે હું આ દુન્યામાંથી મિનોઇ દુન્યામાં જાઉં, ત્યારે ચીનવદ પુલ ઉપર મારો રસ્તો આસાન થજો.

**તુ અયે બેહમન બેયાઈ શાદ બા બખ્ત,**
**રવાનમરા દેહી અઝ કેર્ફેહા રખ્ત.**

૩૫. અએ બહમન અમશાસ્પંદ! તું આનંદ સાથે મારૂં નસીબ લઇને આવ, અને મારાં રવાનને સવાબનો અસબાબ બક્ષ!

**સોરૂશો મ્હેરો રશન્ ઈઝદ હેસાબમ.**
**કુનન્દ હમ વા રેહાનન્દ અઝ એઝાબમ.**

૩૬. સરોષ, મહેર અને રશને યઝદો મારાં કામોનો હિસાબ કરે, તથા મને દોઝખની આફતમાંથી છોડાવે.

**અઝાન્જા બર સેતર-પાયેહ્ રસાનન્દ,**
**ગોલે શાદી બે ફર્કેમન ફેશાનન્દ.**

૩૭. ત્યાંથી મને તેઓ સીતારાઓના ભુવનવાળાં બહેસ્ત તરફ પુગાડે, ખુશાલીનાં ફુલ મારા માથાં ઉપર વધાવે.

બેગીરન્દ દસ્તો બર મેહ-પાયેહ આરન્દ,
બે મન અઝ મેહરબાની સાયેહ દારન્દ.

૩૮. મારો હાથ પકડીને મને માહપાયાનાં બહેસ્ત તરફ લાવે, મારી ઉપર મહેરબાનીનો છાયો બીછાવે.

વઝાન તા પાયેયે ખુરૂશીદે તાબાન,
કે હસ્ત્ અઝ દારૂરો યાકુતહા દારોખ્શાન,

૩૯. અને ત્યાંથી પ્રકાશિત ખોરશેદ પાયાનાં બહેસ્ત તરફ લાવે, કે જે મોતી તથા માણેકથી પ્રકાશે છે.

રસાનન્દ હમ મરા આન્જા નેશાનન્દ,
નેસારે ગૂનેગૂન બર મન ફેશાનન્દ.

૪૦. ત્યાં મને પહોંચાડે અને બેસાડે, અને મારી ઉપર તરેહવાર નીસાર વરસાવે.

બે પીશે દાદગર દારન્દે આરન્દ,
ઝે મન સેજદાતે ગૂનેગૂન ગુઝારન્દ.

૪૧. પછી પાક દાદાર કે જે દુન્યાનો નેગેહબાન છે, તેની નજદીક મને લાવે, અને મારી તરફથી ઘણી મીન્નત ગુજારી કરે.

ચુ સર બરૂદારમ આન્જા અયે એલાહી,
કુનમ ફર્યાદો લાબો ઓઝૂરખાહી,

૪૨. પછી અય ખોદા! જ્યારે તે જગ્યાએ હું મારૂં સર ઉંચું ઉઠાવું, ત્યારે હું ફરીયાદ તથા આજીજી તથા ઓજરખાહી કરૂં.

કે હીચમ નામદ અઝ ગોફતારો કેરૂદાર,
સેતમ કર્દમ બે ખુદ અયે પાક દાદાર.

૪૩. કારણકે મારા બોલવા અને કરવાથી કંઈ હાંસલ થયું નથી. અએ પાક દાદાર! મેં મારી પોતાની ઉપર સિતમ કીધો છે.

પઝીરી ઓઝરહા 'તોજેશ' ગુઝારમ,
ઝે યક તા દહ ઝે દેહ તા સદ હઝારમ.

૪૪. હું એકથી દસ, દસથી સો હજાર માફી માગું છું અને તોજેશ ગુજારૂં છું, તે કબુલ રાખ.

બે બખ્શાયેશ રસીદૂ ઇન બન્દે સૂયત,
કે આવરૂદી વગરને સૂયે કૂયત?

૪૫. તારી મહેરબાનીથી હું તારી (ખોદા) તરફ પહોંચ્યો છું, નહિ તો કોણ મને તારી ગલીમા (યાને તારી સનમુખ) લાવતે?

ખોદાવન્દા બે દીને બેહ્ કે દાયમ,
બેજાબત-પીશે ગર્દાની દોઆયમ.

૪૬. અએ ખોદા! જે ભલી દીન હું પાળું છું, તેને ખાતર મારી દુવાઓ કબુલ રાખ.

ખોદાવન્દા બે જેહ્તે પાસબાની,
બેસાઝદ રશ્ને ઇઝિદ મીહ્માની.

૪૭. અએ ખોદા! મારી પાસબાનીને માટે રશને યઝદ મારી પરોણાગત કરે.

હુઝારાન નીકૂઇ બા મન બેસાઝદ,
ઝે દીન્દારીએ મન અઝ મન બેનાઝદ.

૪૮. હજારો ભલાઇ ને મારી સાથે કરે, મારી દીનદારીને ખાતર તે મારાથી મગરૂર અને ખુશી થાય.

બેહુર કારમ નેમાયદ દસ્તગીરી,
ઝે હેન્ગામે જવાની તા બે પીરી.

૪૯. તે મારાં દરેક કામમાં જુવાનીના વખતથી તે બુઢાપાના વખત સુધી મને સહાય થાય.

બુવદ ઇન બન્દેરા દર હર મકાન યાર,
શફીએ મન બુવદ દર પીશે દાદાર.

૫૦. દરેક જગ્યાએ તે મારો મદદગાર થાય, અને દાદારની હજુર તે મારી તરફથી ઓજરખાહી તથા ભલામણ કરનાર થાય.

સીઓસેગાન અમર્ગી રૈશનો પાક,
મરા દારન્દ દર કૌનીન બીબાક.

૫૧. રેશન પાક તેત્રીસે ફરેસ્તાઓ બન્ને જહાનમાં મને બ્હીક વગરનો રાખે.

કે યઝૂદાન ખાહમ અઝ બાબે એબાદત,
કે બાશદ બન્દગીઅમ રા ઝેયાદત.

૫૨. ખોદા તરફથી હું એક બંદા તરીકે માગું છું કે મારી બંદગીમાં વધારો થાય.

ગનામીનો જે મન દર "શીનમૂઈ,"
નેગુનસાર બેયોફતદ બા ઝર્દ-રૂઈ.

૫૩. ગનામીનો મારાથી "શીનમુઇ" ગુનાહમાં (યાને રડવા કુટવામાં) ફિક્કા ચહેરા સાથે ઉંધે મસ્તક પડે.

તુ અય બેહમન નેકૂ નીયત બેબખશા,
'અકોમન' દૂર દારો હુશ વખ્શા.

૫૪. અએ બહમન અમશાસ્પંદ! તું મને નેક નેયત બક્ષ. અકોમન (બહમનના હરીફ)ને દુર રાખ, અને મારાં ડહાપણનો વધારો કર.

કે ગાવો ગૂસપન્દાન મોન્ફેઅત બખ્શ,
નશાયદ તા કે આઝારમ, ફનમ પખ્શ.

૫૫. ગાય ગોસ્પંદોથી મને ફાયદો બક્ષ, એવું નહિ થાય કે હું તેઓને દુઃખ દઉં અને ઇજા પહોંચાડું.

તુ અયે અર્દીબેહેશ્તે વીઝેહ મારા,
દેહી અન્દર ગોરોસ્માન પાક જારા.

૫૬. અએ પાક અરદીબહેશ્ત અમશાસ્પંદ! મને પાક ગરોસ્માન બહેશ્તમાં જગ્યા આપ.

કે નૂરે ખીશ બખ્શા સોર્ખ-રૂઈ,
બેયાવર બર ઝબાન હરજા નેકૂઈ.

૫૭. તારાં નુરથી મને પ્રકાશિત ચહેરો (યાને આબરૂ) બક્ષ, દરેક જગાએ મારી ઝબાન ઉપર (નેકીનાજ) લબ્ઝ લાવજે.

તુ શેહરીવર બેશવ દર શોઘ્લ યારમ,
કે એફ્લાસે જેહાન મેહફૂઝ દારમ.

૫૮. અએ શહેરીવર અમશાસ્પંદ! તું મારાં કામકાજમાં મારો મદદગાર થજે, જેહાંનની ગરીબાઇથી મારૂં રક્ષણ કરજે.

એ સીમો ઝર ફેરાવાન ગેન્જમ આવર,
તમત્તોહા અઝુ બીરન્જમ આવર.

૫૯. સોના રૂપાનો મોટો ગંજ મને આપ, મને રંજ વગર તેમાંથી ફાયદો આપ.

ગોનાહી કાન ઝે મન દર દામત્ આમદ,
મોઆફુમ કુન કે બન્દેહ્ રામત આમદ.

૬૦. જે ગુનાહ કરી હું તારા ફંદામાં ગીરફતાર થયો છું તે ગુનાહ માફ કર, કારણકે હું હવે તારો તાબેદાર બંદો થયો છું.

ઝે અસ્પન્દારમદ દારમ ઓમીદી,
કે ઊ 'બુન્દે મનેશ' બખ્શદ નવીદી.

૬૧. અસ્પંદારમદ અમશાસ્પંદ તરફથી હું એવી ઉમેદ રાખું છું કે તે સંપુર્ણ મનશની અને સારાં કામોની રૂડી ખબર મને આપે.

ઝે અફૂઆલે જમીલમ બોર્દબારી,
અતા કુન બા મતાએ ખાકસારી.

૬૨. સારાં કામોમાંથી સહનશીલતા અને તે સાથે નમ્રતાનો અસબાબ મને બક્ષ.

તુ અયે ખોર્દાદ હસ્તી સાહેબે સાલ,
હમા અવકાત દારીઅમ નેકૂ હાલ.

૬૩. અએ ખોરદાદ અમશાસ્પંદ! તું સાલોનો સાહેબ છે, મને દરેક વખતે સારી હાલતમાં રાખ.

ઝે ઓમ્રે જાવેદાની દેહ્ ઓમીદી,
હમઝ શીરીન ઝબાનીઅમ નવીદી.

૬૪. મને જાવેદાન જીંદગીની ઉમેદ આપઃ મને શીરીન ઝબાન બક્ષવાની રૂડી ખબર આપ.

તુ અયે મોરૂદાદ દાદમ દેહ્ શબો રૂઝ,
ચેરાધે અક્લે મન રૌશન બરઅફરૂઝ.

૬૫. અએ અમરદાદ અમશાસ્પંદ! રાત દીન તું મારી ફરીયાદે પહોંચ, અને સહાયથી મારી અકકલના ચેરાગને રોશન બળતો કર.

બરે એશરત બેદેહ શાખે તનમરા,
ગોલે શાદી બેયાવર ગોલ્શનમરા.

૬૬. મારાં બદનની ડાંખળી ઉપર મોજમજાહનાં ફળ આપ, મારા બાગમાં સુખ અને ખુશાલીનાં ફુલ લાવ.

ફરાખી દેહ બે રેઝ્કે જાવેદાનેહ,
બે રૂઝીએ હલાલમ કુન નેશાનેહ.

૬૭. હંમેશગીની રઝકરોટીથી મને આબાદી આપ, મને હલાલ રોજી મેળવનાર તરીકે જાણીતો કર.

તુ અયે દેબાદરમ ખુશનૂદ દારી,
હમા કારમ બે નફેઆ સુદ આરી.

૬૮. અએ દેપાદર! તું મને ખુશનુદ રાખ, મારાં સઘળાં કામો નફાકારક તથા ફાયદેમંદ કર.

બેયફ્ઝા હૂશો અકલમરા શબોરૂઝ,
બુયદ અઝ અશ હર રૂઝમ ચુ નોરૂઝ.

૬૯. રાતદીન મારી હોશ અક્કલમાં વધારો કર, મારો દરેક દિવસ ખુશી ખુરમીને લીધે નવરોઝના જેવો પમરતો (ખુશહાલ) બને.

તુ આદર ઇઝદમ મકબૂલ ગર્દાન,
બે હમ્દે દાદગર મશગૂલ ગર્દાન.

૭૦. અએ આદર યઝદ! તું મને પસંદ કરવા લાયક અને માનીતો કર, દાદગરની સેતાયશમાં મને મશગુલ કર.

તુ ફર્કે મન બેનેહ તાજે કયાની,
નેમાયમ ગન્જે મદ્ફૂનો નેહાની.

૭૧. મારાં માથાં ઉપર કયાની તાજ મેળ, દટાયલો અને છુપો ખજાનો મને દેખાડ.

બેયા આબાન બે સૂયમ નીક-આવાન,
દેલમરા શોસ્તોશુઇ દેહ કેરાવાન,

૭૨ અએ આવાં યઝદ! તું શુભ હીંગામે મારી તરફ આવ, મારાં હૃદયને ધોઇને ઘણુંજ સાફ કર.

કેતા મન્ઝેલ કુનદ આન ઝર્રેએ પાક,
દરૂને મન શવદ અઝ વયે ખોરેહનાક.

૭૩. કે જેથી તે પવિત્ર રજકણ (atom) મારાં હૃદયમાં મુકામ કરે, અને તેનાથીજ ખોરેહમદ થાય.

અયા ખુર્શીદ બખ્શમ સરફરાઝી,
કે માનદ દોશ્મનમ દર જાન-ગુદાઝી.

૭૪. અએ ખુરશેદ યઝદ! મને સરફરાઝી બક્ષ, કે જેથી મારા દુશ્મનનો જીવ બળી જાય.

દુ ચશ્માને મરા પોર નૂર દારી,
હમીશે બા ખુશીઓ સૂર દારી.

૭૫. મારી બન્ને આંખોને નુર ભરેલી કરજે, હંમેશાં મને ખુશી ખુર્રમીમાં રાખજે.

તુ અયે મેહ્ માહો સાલમ ખુશ ગુઝારી,
સવાબમરા બે ગન્જે હક સેપારી.

૭૬. અએ મહોર યઝદ! મારા મહિના તથા સાલ ખુશ પસાર કરાવજે, મારાં કામોને ખોદાના ખજાનામાં સોપજે.

ફરાહમ્ આર રેઝ્કે મન ઝે દાદાર,
બેદીન્ બીકસ હકીર્ આન્રા તુ બેસ્પાર.

૭૭. દાદાર તરફથી મારી રઝકરોજીની ગોઠવણ કરજે, અને આ નિરાધાર મુફલેસ બંદાને તે સપુરદ કરજે.

તુ તેશ્તર અખ્તરાને સઅદ હમ્વાર,
બે જેહતે બખ્તે મન ખાહી ઝે દાદાર.

૭૮. અએ તીશ્તર યઝદ! ખોદા પાસેથી મારાં નસીબને માટે સારા શુકન-વાળા સેતારાની માંગણી કરજે.

કે તા એકૂબાલ એસ્તેકૂબાલમ આયદ,
હમા એદૂબારે મારા દર રોબાયદ.

૭૯. કે જેથી મારૂં નસીબ મને એસ્તેકબાલ લેવા આવે, અને મારાં ખરાબ નસીબને દફે કરે.

ખ્વાનમ બા ખ્વાને ગાવીઓદાદ,
મોસાહેમ કુન તુ 'ગૂશ' અયે પાકે બા દાદ.

૮૦. અએ પાક ઇનસાફી ગોશ યઝદ! મારાં ખ્વાનને ગાવ્યો દાદનાં ખ્વાન સાથે ભાગીયો કર.

તુ અયે દેઅમેહેર શદો કામરાન કુન,
સફાએ કલબ દેહ પાકીએ જાન કુન.

૮૧. અએ દએપમહેર યઝદ! તું મને સખી અને ફત્તેહમંદ કર, સાફ અંતઃકરણ આપ, અને મારા આત્માને પાક કર.

મોરાદે મન બરાવર હર ઝમાનેહ,
ઝે વસ્વાસે શયાતીન દેહ અમાનેહ.

૮૨. દર વખતે મારી મુરાદ બર લાવ, શએતાનની લાલચો અને વસવસાથી મને સલામતી આપ.

ઝે મેહેરે મ્હેર-અફ્રૂઝસ્ત ઓઅમીદ,
નબાશદ કસ ઝે મન ઝેન્હાર નૌમીદ.

૮૩. મોહબત ઉશકેરનાર મહેર યઝદ તરફથી એ ઉમેદ રાખું છું કે મારાથી કોઈ શખસ કદી નાઉમેદ થાય નહિ.

બ્દાનો બેખ્રદાન સૂયમ ગેરાયન્દ,
હમીશે મ્હેરે મારા દર ફ્ઝાયન્દ.

૮૪. વડા અને ડાહ્યા લોકો મારી તરફ ઝોકદાર રહે, તેઓ હંમેશા મારા ઉપર મહોબત માયાનો વધારો કરે.

બેયા દસ્તૂરે દર્ગાહે ખોદાવન્દ,
સોરૂશે પાક બા 'વઝીં અમાવંદ;'

૮૫. અએ ખોદાતાલાની દરગાહના વજીર વઝીંઅમાવંદ પાક સરોષ યઝદ! ચપળતા તથા હિંમત સાથે તું આવ.

બરાયે નીક-કારીઅમ શરફ દેહ,
હેસાબે બાતેલમરા યક તરફ નેહ.

૮૬. નેક કામ કરવાને માટે મને લાયકાત તથા બુલંદી આપ, મારાં ખોટાં કામોના હિસાબને એક બાજુએ મેલ.

તુ રશ્ને આદેલી, હુમ લોત્ફ ફર્મા,
સવાબમ ચીન, ગોનાહુમરા બેફર્સા.

૮૭. અએ ઈનસાફી રશ્નને યઝદ! મારા ઉપર મહેરબાની કર, મારાં સારાં કામો ચુંટી કહાડ અને મારા ગુનાહને ભુસી નાખ.

બે મીઝાને અદાલત કેર્ફ અમ સન્જ,
ઝે પોલ બેગઝાર મારા શાદો બીરન્જ.

૮૮. (ખોદાતાલાની) અદાલતનાં ત્રાજવામાં મારાં સારાં કામો જોખ, અને ચીનવદ પુલ ઉપરથી મને ખુશાલ તથા રંજ વગર પસાર કર.

તુ ફરૂવરૂદીન બે નીરૂ બખ્શ યારી,
મયાવર હીચ ગેહ દર શર્મ સારી.

૮૯. અએ ફરવરદીન યઝદ! મને તારાં કૌવત અને જોરથી મદદ બક્ષ; કોઇબી વખતે મને શરમીંદગીમાં નાખતો ના.

રવાને મન ગુઝારી દર ગોરોસ્માન,
બે પીશે દાદગર બા નકદે ઇમાન.

૯૦. મારાં રવાનને ગરોસ્માન બહેસ્તમાં દાદાર હજુર યકીન અને ઇમાનના સિકકા સાથે લઇ જા.

તુ અયે બેહરામ ફીરૂઝી-ગરી કુન,
સરે એઅદાયે મા બી યાવરી કુન.

૯૧. અએ બહેરામ યઝદ! તું મને ફત્તેહમંદી બક્ષ, મારા દુશમનોને મદદગાર અને મિત્ર વગરના કર.

બે હર ગાહો શબો રૂઝો મેહો સાલ,
બે ફતહે તાઝેઅમ કુન રોશન એકબાલ.

૯૨. રાત દીન, મહિના અને વરસમાં દરેક વખતે મને નવી ફત્તેહથી રોશન યકબાલનો કર.

તુ રામ ઇઝદ બેયા દેલ-સુઝિયમ કુન,
ઝે ઐશો એશરતમ બર-તુઝિયમ કુન,

૯૩. અએ રામ યઝદ આવ અને મારી દીલસોજી કર, અયશ અને ખુશાલીથી મને ભરપુર કર.

બે અન્વાએ તર્બ બઝ્મમ્ બેયારા,
દેલમરા ઐશ ગર્દાન આશકારા.

૯૪. તરેહવાર આનંદથી મારી ખુશીની મીજલસ શણગાર, અને મારાં હૃદયને ખુશી ખુરમી જાહેર કર.

બેયા બાદ્ ઇઝદા આગાહિઅમ કુન,
મદદ શવ રેહા હમરાહિઅમ કુન;

૯૫. અએ ગુવાદ યઝદ! તું આવ અને મને બીદાર અને વાકેફ કર, મારો મદદગાર અને સાથી થા.

રવાનમરા રવાની દેહ્ બે હરૂજા,
ઝે ગોમરાહી રેહાનો રાહ્ બેન્મા.

૯૬. મારાં રવાનને દરેક જગ્યાએ વસીલા અને આંટવાળું કર, ગુમરાહીથી તેને છોડવ, અને (નેક) રાહ દેખાડ.

તુ અયે દેબ્દીન અઝીઝી બખ્શ હમવાર,
બેપીશે પાદેશાહાને નેકૂ કાર,

૯૭. અએ દેપદીન યઝદ! મને તું હંમેશાં ભલા પાદશાહની નજદીક માનવંતો અને માનિંતો રાખ.

કે તા અઝ મન રેહે દીન શેનાસન્દ,
ઝે રાહે તારે અહરીમન હેરાસન્દ.

૯૮. કે જેથી મારાથી ભલી દીનનો માર્ગ તેઓ જાણે, તથા અહેરેમનના અંધારા માર્ગથી બીહે.

ઝે દીનદારી તુ દીન બખ્શા હેદાયત,
કરમ ફર્મા ઓલુમે બી-નેહાયત;

૯૯. અએ દીન યઝદ! દીનદારીની રાહબરી તું મને કર, બેહદ જ્ઞાન તથા એલમ મને બક્ષ.

મેયાનમરા બેકોસ્તી બસ્તેહ દારી,
ઝે પાદફ્રાહે દુઝખ રસ્તેહ દારી.

૧૦૦. મારી કમરે હંમેશાં કુસ્તી બાંધેલી રાખ, દોજખની સજાથી મને છુટકારો આપ.

હરીવા દીન કે દર આખેર હજારેહ,
રસદ આફત બેહૂ અઝ હર કેનારેહ !

૧૦૧. અફસોસ! કે આખરના હજારામાં દરેક ઠેકાણેથી દીન ધર્મને આફત પહોંચશે.

તુ અઝ્રશેશન્ગ ગન્જે કેર્ફહારા,
અતા સાઝી બર આરી મોદ્દઆરા.

૧૦૨. અએ અશીશવંધ યઝદ! સવાબના ગંજની બક્ષેશ કર, અને મારી મુરાદ બર લાવ.

બે સીમો ઝર મરા મઅમૂર ગર્દાન,
બે રૂહમ તાબ દેહ પોરનૂર ગર્દાન.

૧૦૩. સોના રૂપાંથી મને ભરપુર કર, મારાં રૂહને પ્રકાશ આપ, અને તેને નુરથી ભરેલું કર.

બેયા અસ્તાદ બર કલ્બમ ગુઝર કુન,
તુ ફલ્હુલ બાબે હર ગૂને હોનર કુન.

૧૦૪. અએ આસ્તાદ યઝદ! તું આવ, મારાં અંતઃકરણમાં પસાર થા, અને તેને દરેક કીસમના હુન્નરથી દસ્તેહમંદ બનાવ.

દેરાવાન અઝ હોનર્હાએ દરેમ્હેર,
બેયામૂઝી કે બાશદ રૌશનમ ચ્હેર.

૧૦૫. દરેમહેરને લગતા ઘણાક હુન્નરો તું મને શીખવ, કે જેથી મારો ચહેરો રોશન રહે, (યાને હું શરમીંદો થાઉં નહીં).

ઝે તુ અયે આસમાન અયે સાહેબે જાહ,
મોરાદી ઇનચેનીન ખાહમ બેહર્ ગાહ.

૧૦૬. અએ આસ્માન યઝદ! અએ મરતબાના સાહેબ! હું મુરાદ હર વખતે ચાહું છું કે:—

કે દાયેમ પીશેહાએ નીક દારમ,
શવદ આરાસ્તે ઝાન કારોબારમ.

૧૦૭. હું હંમેશાં નેક ધંધો કરૂં, જેથી મારૂં કામકાજ શણગાર પામેલું અને ધીકતું થાય.

**તુ અયે જમ્યાદ દેલ બર જાયે દારમ,**
**એનાયત કુન બેતાબી બા વકારમ;**

૧૦૮. અએ જમયાદ યઝદ ! તું મારૂં હૃદય ઠેકાણે રાખ, (દ્રઢ રાખ) અને મને ઠાવકાપણાથી બોલવાની છટા બક્ષ.

**બે દીને બેહ સબાતી દેહ ચેનાનમ,**
**કે નક્શાદ જૌરે પાદેફ્રર રવાનમ.**

૧૦૯. ભલી દીન ઉપર મને એવી તો કાયમ આસ્થા આપ, કે મારૂં રવાન (દોઝખની) સજાનો સીતમ નહિ ખેંચે.

**ચુ મારેસ્ફન્દ ગર્દદ મીઝબાનમ,**
**અવસ્તા-ખાન બેગર્દાનદ ઝબાનમ;**

૧૧૦. જ્યારે મારેસ્પંદ યઝદ મારો મેજબાન અને મુરબ્બી થાય ત્યારે તે મારી ઝબાનને અવસ્તા ભણતી કરે.

**હમી ખાહમ કે વસ્તા હીચ ગાહી,**
**ન ફર્મૂશમ ઝે મન હીચ રાહી.**

૧૧૧. હું એવું માગું છું કે કોઇબી વખતે તથા કોઇબી રસ્તે અવસ્તાનાં કલામો પઢવાનું હું ભુલું નહિ.

**ગરોસ્માન જાયગાહમ કુન અનારામ,**
**કે યાબદ જાને મન જાવીદ આરામ.**

૧૧૨. અએ અનેરાન યઝદ ! ગરોસ્માન બહેસ્તમાં મારી જગા કર, કે જેથી મારાં રૂહને કાયમનો આરામ મળે.

**રવાનમરા સરાસર પોર ઝિયા કુન,**
**મેસે બી એઅ્તેબારમ કીમિયા કુન.**

૧૧૩. મારા આત્માને પુરેપુરા નુરથી ભરપુર કર, મારાં કીંમત વગરના અને નકામા તાંબાને (ખાકી શરીરને) તારા કીમિયાના પ્રતાપથી સોનું બનાવ.

**કુની અયે બોર્ઝ ઇઝદ પાદેશાહમ,**
**તુ બાશી હર ઝમાન પોશ્તો પનાહમ.**

૧૧૪. અએ બરજો યઝદ ! તું મને પાદશાહ (જેવો) બનાવ અને હર વખતે મારા ટેકા તથા પનાહ સમાન થા.

ફેરાવાન અઝ ગોનાહુમ શોસ્તે ગર્દદ,
બે વસ્તા ચુન સનાયત ગોફતે ગર્દદ.

૧૧૫. હું જ્યારે અવસ્તા પઢીને તારી સિફત ગાઉં છું ત્યારે મારા પુષ્કળ ગુનાહો ધોવાઇ જાય છે.

જવાન બખ્તી દેહો ફાલે નેકૂઇ,
ગુઝારી ઓમ્રે મન બા સોર્ખરૂઇ.

૧૧૬. તું મને સારૂં ખીલતું નસીબ અને સારા સગન આપ, અને મારી જીંદગી રોશન ચહેરા સાથે (યાને આબરૂ સાથે) પસાર કરાવ.

તુ હોમ ઇઝદ મરા દેલ દેહ બેહરૂકાર,
બે ફર્ઝન્દાને મન શવ યારો ઘમખાર,

૧૧૭. અએ હોમ યઝદ ! તું દરેક કામમાં મને હિંમત આપ અને મારાં ફરઝંદોનો દોસ્ત અને દીલસોજ થા.

કે એશરત જામે શાન હમવારેહ પોરૂદાર,
બેદારી દૂર અઝ હર ગૂનેહ આઝાર.

૧૧૮. હમેશાં તેઓની જામ ખુશાલીથી ભરપુર રાખ, દરેક પ્રકારનાં સંકટથી તેઓને દૂર રાખ.

કે એલમે દીનો દોન્યા બેહરેવર કુન,
હમા એઅદાએ શાન રા દર બેદર કુન.

૧૧૯. તેઓને દીની અને દુન્યાઈ જ્ઞાનથી હિસ્સાવાળાં કર અને તેમના સઘળા દુશ્મનોને દરવાજે દરવાજે રખડતા, ઘરબાર વગરના, ભીખ માગતા કર.

કે તુ ખાહમ મન અયે દહમાન ચેનીની;
કે નારી બર ઝબાન જોઝ આફરીની.

૧૨૦. અએ દહમ યઝદ ! હું તારી પાસથી એ માગું છું કે આફરીન અને સેતાયશ સિવાય મારી ઝબાન ઉપર બીજું કાંઈ તું લાવે નહિ.

મનેશરા તોફતુલઐની બેખખ્શાય,
બે એલહામે ખોદાઇ રાહ બેન્માય.

૧૨૧. મારાં મનને શ્રેષ્ટ આંખ યાને સમજ શકિતની બક્ષેશ કર અને ખોદાઇ ખ્યાલાત (divine inspiration) તરફ મને દોરવ.

અનુશે રૂહે જર્તોશ્તે સપેત્માન,
શરફ બખ્શદ બે ખેદ્મત દર ગરોસ્માનઃ

૧૨૨. સ્પીતમાન જરતોસ્તનું અમર રવાન ગરોસ્માન બહેસ્તમાં પોતાની હાજરીથી મને બુલંદી આપે.

બે દીને બેહ ચેનાન બખ્શદ સબાતી,
કે ખાનદ આફ્રીન હર ઝીન્હયાતી.

૧૨૩. વલી દીન તરફ મને તે એવી તો કાયમ આસ્થા બક્ષે કે દરેક જીવડો મને આફ્રીન કરે અને શાબાશી આપે.

પરસ્તારમ અગર્ચે શર્મસારમ,
તોરા મઅલૂમ અયે હક આન્ચે દારમ.

૧૨૪. હું તારો બંદો છું, છતાં મારાં કામોથી શરમીંદો છું. અએ ખોદા! મારી પાસે જે છે તે (યા મારામાં શું એબ છે) તે સર્વે તુંને માલમ છે.

અજબ ને કઝ તુ લોત્ફી બરમન આયદ,
કે મોન્એમ બર ગદા દેલસૂઝ બાયદ.

૧૨૫. જો તારી મહેરબાની મારી ઉપર ઉતારે, તો તેમાં અજબ થવા જેવું કાંઇ નથી, કારણકે તવંગરે ભીખારી તરફ દીલસોજ થવું જોઇએ.

ચે બાશદ ગર ગદાએ બીનવાઇ
બે ખાને આમે તુ યાબદ સલાઇ?

૧૨૬. અગરજો ગુજરાનના સાધન વગરના એક ભીખારીને સઘળાઓને માટે બીછાવેલી ખાણાંની મેજ ઉપર નોતરવામાં આવે તો શું થયું?

મોઅત્તલ કયે ગુઝારી હીચ કસ રા?
બુવદ દસ્તે દોઆ હર ખારો ખસ રા.

૧૨૭. તું ક્યારે કોઇબી શખસને રદ કીધેલો અને તજેલો પડતો મેલે છે? કારણકે કાંટા અને નકામા ઘાસને પણ દુવા અને આજીજીમાં લંબાવવાને હાથ છે.

ખોદાવન્દા મોનાજાતમ પઝીરી,
હરાન કુ ખાનદ ઊરા દસ્તગીરી.

૧૨૮. અએ ખોદા! મારી મુનાજાત કબુલ કર, જે કોઇ તે પઢે તેને તું સહાય થા.

દેહી દાયેમ મરા ઓમ્મીદવારી,
કે "ખાહી યાફ્તન દર દેલ હર્ચે દારી."

૧૨૯. તું મને હંમેશાં આવીને ઉમેદ આપ કે "તારાં દીલમાં જે કાંઇ મુરાદ હશે તે બર આવશે"

એલાહી હરકે ખાનદ ઇન મોનાજાત,
રવા ગર્દાનિયશ હર ગૂને હાજાત.

૧૩૦. અએ ખોદા! જે કોઇ આ મોનાજાત ભણે, તેની દરેક જાતની હાજત બર લાવ.

મોરાદે દેલ બે આન બન્દે અતા કુન,
બે હસ્બે ખાન્દનશ હાજત રવા કુન.

૧૩૧. તે મોનાજાત પઢનારની દીલની મુરાદ તું બક્ષ, અને તેનાં પઢવાના પ્રમાણમાં તેની હાજત પાર પાડ.

બેદેહ દૂરી ઝે દીવો અઝ ગોનાહુમ,
ખોદાયા દેહ બે સૂયે ખુદ પનાહુમ.

૧૩૨. દેવ અને ગુનાહથી મને દુર રાખ, અએ ખોદા! તારી પોતાની તરફ મને આશરો આપ.

હમા દોન્યા બે કામે મન ગુઝારી,
બે ઓકબા વસ્લે ખુદ દર પીશ દારી.

૧૩૩. તમામ દુન્યાને મારી ઈચ્છા મુજબ ચલાવ, (યાને મારી તમામ દુન્યાઇ ઇચ્છા પાર પાડ), પેલી દુન્યામાં તારી સાથના મેલાપની આશા મારી આગળ કર.

બે નાઝો નેઅ્મતમ્ આબાદ ગર્દાન,
બે દોન્યાઓ બે ઓકબા શાદ ગર્દાન.

૧૩૪. પૈસા ટકા અને ન્યામતના લાડમાં આબાદ રાખ, આ તથા પેલી દુન્યામાં મને ખુશાલ કર.

---

# મોનાજાત ૨૦ મી (બયતોમાં).

## તેત્રીસ ફરેશ્તાઓની યાદ સાથની.

## દસ્તુર દારાબ હોરમઝદિયારની.



**યઝદ 'હર્વસ્તૂનો ચમગ હુસેપાસ.'**
**ખોરેહ્મન્દ હુર્મઝ્દ નીકી–શેનાસ,**

૧. અએ તમામ જાણનાર, અમર્ગ, શુક્રાના કરવા લાયક યઝદ; અએ ખોરેહવાળા, નેકીના પીછાણ કરનાર અહુરમજદ!

**બેકુન ઝેન્દગાની તુ મારા ફરાખ,**
**બે યારાનો ખીશાનો પયવન્દો શાખ.**

૨. તું મારી, મારા દોસ્તની, ખેશીઓની, સગાંવહાલાંઓની અને કુટુંબ કબીલાની જીંદગી લાંબી કર.

**બે ફર્માય બા બેહ્મન્ અમશાસપન્દ,**
**કે દારદ બે ગીતી મરા અર્જમન્દ.**

૩. તું બહમન અમશાસ્પંદને ફરમાવ કે તે મને દુનિયામાં માન પામેલો રાખે.

**ઝે દીબાએ ઝરૂબફ્‌ત પૂશેશ મરા,**
**બેબખ્શદ દેહદ ખલ્અતે પેર સફા.**

૪. તે મને સોનેરી જડાવ સાથનાં કપડાં બક્ષે, તમામ સફાઇદાર પોશાક આપે.

**બે મર્દોમ બેસાઝદ મરા આશતી,**
**હમીશે દેહદ બર ઝબાન રાસતી.**

૫. માણસો સાથે મને સલાહસંપમાં રાખે, મારી જબાનને હંમેશાં રાસ્તી આપે.

**મનશનીએ મન દારદ ઊ ખૂબતર,**
**રેહાનદ રવાને મરા અઝ સકર.**

૬. તે મારી મનશનીને વધારે સારી રાખે, તથા મારાં રવાનને દોઝખથી છોડવે.

**રસાનદ રવાનમ બેકોર્સીએ અર્શ,**
**અબા જામેઓ સાઝો ઝરૂબફ્‌તો ફર્શ.**

૭. મારાં રવાનને કિમતી ગાલીચા તથા સોનેરી સાજ સાથે નવમાં આસમાનની બેહકે પહોંચાડ.

**નેગેહબાને મન કુન તુ અર્દીબેહેશ્ત,**
**કે બેદહદ મરા જાયે રોશન બેહેશ્ત.**

૮. અર્દીબહેશ્ત અમશાસ્પંદને તું મારો નેઘેહબાન કર, કે તે મને રોશન બહેશ્તની જગ્યા આપે.

**બેગીતી મરા શાદ કામી દેહદ,**
**બે મીનૂ બરમ મેહરબાની નેહદ.**

૯. આ ગેતીની દુનિયામાં તે મને ખુશી ખુરમી આપે (અને) મીનોઈ દુનિયામાં મારા ઉપર મહેરબાન થાય.

**બેફર્મા બે શેહરીવર અયે દાદગર,**
**કે બબ્શદ બે ગીતી મરા સીમો ઝર.**

૧૦. અએ દાદગર! શહેરેવર અમશાસ્પંદને ફરમાવ કે તે મને આ ગેતીની દુનિયામાં સોનું, રૂપું (દોલત) બક્ષે.

**બેપીશે બોઝોર્ગાનો નામ આવરાન,**
**મરા આબરૂઇ નેગેહ દારદ આન.**

૧૧. બુઝોર્ગ તથા નામાંકિત માણસોની સનમુખ તે મારી આબરૂ જાળવી રાખે.

**બેહરજા દેહદ ઇમની મર મરા.**
**દેહદ શાદકામી ફેરોઝૂન્તર મરા.**

૧૨. હર જગ્યાએ તે મને સલામતી બક્ષે, તથા મારી ખુશી ખુરમી જ્યાદા કરે.

**બેકુન પાસબાનમ સપેન્દારમદ,**
**કે બર રૂયે અર્ઝમ ફરાખી દેહદ.**

૧૩. સ્પંદારમદ અમશાસ્પંદને તું મારો પાસબાન કર, કે તે આ ધરતીની સપાટી પર મને દરેક ચીજમાં આબાદી બક્ષે.

**બેજાયે અશૂઆન મોકામમ દેહદ,**
**બેમન શેફ્કતો મેહરબાની નેહદ.**

૧૪. અશો લોકની જગ્યાએ મને મુકામ આપે, મારી ઉપર દયા તથા મહેરબાની કરે.

બે ખોર્દાદો મોર્દાદ ફર્મા ચેનાન,
કે બાશદ નેગેહબાને મન નાતવાન;

૧૫. ખોરદાદ તથા અમરદાદ અમશાસ્પંદને તું એવું ફરમાવ કે તેઓ હું નાતવાનના નેઘેહબાન થાય.

બે હર મોશ્કેલી કારમ આસાન કુનદ,
બે મન ચાર પાયાન ફેરાવાન કુનદ.

૧૬. દરેક મુશ્કેલીમાં મારૂં કામ આસાન કરે, તથા મને ચોપગાં પશુઓની (ગોસ્પંદોની) બક્ષેશ કરે.

કુનદ જાને મન સબ્ઝો શાદાબ નીઝ,
રસાનદ નેકૂ નેઅ્મતો ખાનો ચીઝ.

૧૭. વળી મારાં જાનને તાજો અને ખીલતો તથા ખુશાલ કરે, તથા મને ભલી ન્યામતો અને ખાવાની ચીજો પહોંચાડે.

તુ આદર યઝદ કુન નેગેહબાને મન,
કે પોર નૂર દારદ મરા જાનો તન.

૧૮. તું આદર યઝદને મારો નેઘેહબાન કર, કે મારા તન અને જાનને નુરથી ભરેલું રાખે.

રસાનદ બે પીરૂઝી ઊ મર મરા,
દેહદ ખોર્રમીઅમ બે હર દુ સરા;

૧૯. તે મને ફત્તેહની ટોંચે પહોંચાડે, (અને) બન્ને દુન્યામાં મને ખુશી ખુરમી આપે.

બે આબાન બેફર્માય અયે દાદગર,
કે જાનમ કુનદ રૌશનો તાઝેહતર.

૨૦. અએ દાદગર દાવર! આવાં યઝદને તું ફરમાવ કે મારા જાનને રોશન તથા વધારે તાજગી ભરેલો કર.

તુ ખુરશીદો મેહ કુન મરા પાસબાન,
કે અઝ નૂર પાકમ બેસાઝેન્દ શાન.

૨૧. તું ખોરશેદ તથા મોહર યઝદને મારા પાસબાન કર, કે તેઓ પોતાનાં નુરથી મને પાક કરે.

કોશાયન્દ હુમા કારે મોશ્કેલ મરા,
રેહાનન્દ ઝે અન્દુહો અઝ બીમહા;

૨૨. તેઓ મારાં સઘળાં મુશ્કેલ કામો પાર ઉતારે તથા ગમગીની અને ફીકર બાસ્તીથી મને મોકળો કરે.

બેફ્રર્મા બે તેશતર તુ અયે દાદગર,
કે બા મન કુનદ શાદીહા બીશતર.

૨૩. અએ દાદગર! તું તેશતર યઝદને ફરમાવ કે મારી ઉપર જ્યાદા બક્ષેશ કરે.

બે હુર્ જા કુનદ પાસબાની મરા,
દેહદ હેક્મતો કારદાની મરા;

૨૪. તે હર જગ્યાએ મારી પાસબાની કરે, મને દાનાઇ તથા કુશળતા બક્ષે.

ઝિયાદત કુનદ ઓમ્ર અન્દર દયાર,
બે પયેવન્દો દેલ્બન્દો ખીશો તબાર.

૨૫. દુન્યામાં તે મારા લાગતા વળગતાઓની, વ્હાલાંઓની, ખેશીઓની તથા કુટુંબીઓની ઉમર લાંબી કરે.

ખોદાયા બેફ્રર્મા તુ બા ગૂશો રામ,
કે શાદીઓ રામેશ રસાનદ મોદામ.

૨૬. અએ ખોદા! તું ગોશ યઝદને તથા મીનો રામને ફરમાવ કે તેઓ મને હમેશાં સુખ તથા ખુશાલી પહોંચાડે.

બેકુન પાસબાન મ્હેરો રશ્ને મરા,
બે ચેન્વદ પોલશ હુમ નેમાયન્દ અતા.

૨૭. મહેર તથા રશ્ને યઝદોને મારા પાસબાન કર, તથા ચીનવદ પુલ ઉપરથી તેઓ મારા ઉપર મહેરબાની દેખાડે.

દેહન્દ દર દેલમ શાદીઓ રાસતી,
કુનન્દમ દૂર હુમ્વારે અઝ કાસતી.

૨૮. તેઓ મારાં દીલને ખુશાલી તથા રાસ્તી આપે અને જુઠાઇથી મને હંમેશાં દુર રાખે.

ગોનાહમ બેબખ્શન્દ રૂઝે હેસાબ,
રેહાનન્દ રવાનમ ઝે બીમે એઝાબ.

૨૯. ક્યામતને દિવસે (ચહારમની બામદાદે) મારા ગુનાહ માફ કરે, તથા મારા આત્માને (દોજખની) શિક્ષાની ધાસ્તીથી છુટકારો બક્ષે.

સોરૂશે અશૂરા બેફર્મા ચેનાન,
કે બાશદ ચુ દાયે મરા પાસબાન.

૩૦. અશો સરોષને તું એવું ફરમાવ કે એક બાળકને ધવાડનારી દાયાની માફક મારી પાસબાની કરે

રવાનમ નેગેહદારદઝ તર્સો બીમ.
બે શાદી રસાનદ બે ખોલ્દે અઝીમ.

૩૧. મારાં રવાનને ધાસ્તી અને બ્હીકથી સંભાળે, અને તેને ખુશી આનંદમાં બુલંદ બહેસ્તમાં પહોંચાડે.

બેહર શબ કુનદ પાસબાની મરા,
કુનદ ઇમનઝ દેલ-ગેરાની મરા.

૩૨. દર રાતે મારી પાસબાની કરે, અને મને ઉદાસપણામાંથી સલામતી આપે.

અબા નૈરિઓસન્ગો હુમ અર્શસ્વન્ગ,
બેફર્મા કે દેહન્દ મરા મરા હૂશો હુન્ગ.

૩૩. નેરીયોસંગ યઝદને તેમજ વળી અશીશવંઘને તું ફરમાવ કે તેઓ મને દાનાઇ તથા તિક્ષણ બુદ્ધિ બક્ષે.

બે સે દયે ફેઝૂન અક્લો હુશમ કુનદ,
હુમ અફ્ઝૂનીએ ક્રૂતો તૂશમ કુનદ.

૩૪. ત્રણ દએ (દએ પ આદર, દએ પ મેહર અને દએ પ દીન), મારી અક્કલ તથા હોંશ જ્યાદા કરે, તેમજ મારી રોજી અને કોવતનો વધારો કરે.

ફરૂહર અશો રા તુ ફર્મા ખોદા,
કે સૂયે બેહેશતમ બુવદ રેહનેમા.

૩૫. અએ ખોદા! તું અશો ફરોહરોને ફરમાવ કે તેઓ બહેશ્ત તરફ મારા રહેનુમા બને.

બે બેહુરામ ઇઝદ તુ ફર્મા ચેનાન,
કે બાશદ નેગેહુદારમ અન્દર જેહાન.

૩૬. બહેરામ યઝદને તું ફરમાવ કે દુનિયામાં તે મારો નેઘેહબાન થાય.

બેહર્ કાર યારી કુનદ ઊ મરા,
કે ફીરૂઝ બાશમ બે હર્ દુ સરા.

૩૭. હરેક કામમાં તે મને યારી આપે, કે જેથી હું બન્ને જહાંનમાં ફત્તેહમંદ થાઉં.

બે હર્ જા બે નીકી શવદ રેહુનેમા,
બે હર્ જા કુનદ દોશ્મનમ ઝીરે પા.

૩૮. દરેક ઠેકાણે તે નેકીના માર્ગ તરફ મારી રહેનુમાઇ કરે, તથા સઘળી જગ્યાએ મારા દુશ્મનોને જેર કરે.

બે ફર્મા તુ બા બાદ ઈઝદ ચેનાન,
કે બર્ગે ગોનેહુરા રસાનદ ખેઝાન.

૩૯. ગુવાદ યઝદને તું એવું ફરમાવ કે તે મારા ગુનાહનાં પાદડાંને પાનખર રૂતુના પવનથી તમામ ખેરવી નાખે

બેફર્મા બેદીન્ ઈઝદ અયે કેર્દેગાર,
કે દારદ દેલે મન બે દીન ઓસ્તવાર.

૪૦. ઓ ખલકના પેદા કરનાર! દીન યઝદને તું ફરમાવ કે (જરથોશ્તી) દીન ઉપર મારૂં દીલ દ્રઢ અને ઓસ્તવાર રાખે.

બે નીકૂ મનશ્ની નેગેહ્ દારદમ,
બે યશ્તો યઝશ્ની ઓદામ્ આરદમ.

૪૧. મને નેક મનશ્નીની રાહ ઉપર સંભાળે, તથા યશ્તો અને યજશ્ને તરફ હંમેશ મને ઢળાવે.

ખોદાયા બેફર્મા બે મારીસપન્દ,
કે સાઝદ હમા કારે મન સુદમન્દ.

૪૨. અએ ખોદા! તું મીનો મારેસ્પંદને ફરમાવ કે તે મારાં સઘળાં કામો ફાયદા ભરેલાંજ કરે!

**ચુ અશતાદો જમ્યાદ ઇન હરદુગાન,**
**હમીશે બેકુન બર તનમ પાસબાન.**

૪૩. આસતાદ તથા જમીયાદ યઝદ જેવા બંને ફરેસ્તાઓને હંમેશાં મારાં તનની પાસબાની કરનારા મુકરર કર.

**રસાન મર અનીરાનો હમ આસમાન,**
**કે ગર્દન્દ બર કામે મન હર જમાન.**

૪૪ મીનો અનેરાંન, તથા મીનો આસમાન યઝદોને મારી મદદે પહોંચાડ, કે જેથી તેઓ હર વખતે મારી ઇચ્છા મુજબ ચાલે.

**બે ફર્મા બે હોમ ઇઝદ અયે ઘૈબદાન,**
**કે બાશદ નેગેહબાને મન નાતવાન.**

૪૫. અએ ગેબી ભેદો જાણનાર સાહેબ! હોમ યઝદને તું ફરમાવ કે મારા જેવા નાતવાનનો નેઘેહબાન થાય.

**યકીનમ બેદારદ બે હર જાય ચોસ્ત,**
**અબા રાસતી દારદો તન દોરોસ્ત.**

૪૬. હરેક જગ્યાએ મારૂં દીન ઉપરનું યકીન મુસ્તકીમ રાખે તથા મને રાસ્તી અને તંદરોસ્તી સાથે રાખે.

**બેફર્માય બા બોર્જ ઇઝદ ચેનાન,**
**કે ગર્દદ નેગેહદારમ અન્દર જેહાન.**

૪૭. બરઝો યઝદને તું એવું ફરમાવ કે દુન્યામાં મારો નેઘેહદાર થાય.

**ખેરદ્દમન્દ ફર્ઝન્દ બખ્શદ બેમન,**
**દેહદ ઝૂરો કોવ્વત બેજાનો બેતન.**

૪૮. તે મને અકકલવાળાં ફરઝંદ બક્ષે તથા મારા જાન અને તનને જોર તથા કોવત આપે.

**બેકુન તુ વનન્ત ઈઝદમ પાસબાન,**
**કે અફ્ઝૂન કુનદ દાનેશમ હર જમાન.**

૪૯. વનંત યઝદને તું મારો નેગેહબાન કર, કે જેથી તે મને વધારે હોંશ તથા દાનાઇ બક્ષે.

બે દેહુમાન બેફર્માય અયે દાદગર,
રસાનદ ઓમીદ મરા સરૂબેસર.

૫૦. અએ દાદગર! તું દહમ યઝદને ફરમાવ કે તે મારી તમામ ઉમેદ પાર પાડે.

બે સત્વશ બેફર્માયો બા હફ્ત રંગ,
કે દોશમન નેગૂન સાઝદ ઊ રૂઝે જંગ.

૫૧. સતવસ, તે સાથે હફતરંગને તું ફરમાવ કે તેઓ લડાઇને દિવસે દુશ્મનોને ઉંધા નાંખે.

ખોદાયા બેદર્ગાહે ખુદ ઝીન ફકીર,
દોઆ કુન કોબૂલો તુ પુઝેશ પઝીર.

૫૨. અએ ખોદા! તારી દરગાહમાં મુજ કમીના બંદાની દુવા તું કબુલ કર, તથા ગુનાહને માટે કીધેલી આજીજી તું કબુલ રાખ.

---

## મોનાજાત ૨૧ મી (બયતોમાં)

### તેત્રીસ ફરેશતાઓની યાદ સાથની.

### દસ્તુર મીનોચેહર એદલજી દસ્તુર જામાસ્પજી આસાજીની બનાવેલી.

ખોદાયા મોદામમ બેદેહ તાઝગી,
દરે રૂઝિયમ રા બેકુન વાઝગી.

૧. અએ ખુદા! મને હંમેશાં તાજગી આપ, રોજીના દરવાજા મારે માટે ખુલ્લા કર.

બેરાહે અશૂઇ મોહક્કમ બેદાર,
ઝે રાહે ખતા હમ કુનમ રસ્તગાર.

૨. અશોઈના રસ્તા ઉપર મને મકકમ રાખ, પાપના રસ્તાથી મારો છુટકારો કર.

તુઇ બીઝવાલો તુઇ બીહમાલ
તુઇ ખાલેકો કાદેરો ઝુલ જલાલ.

૩. તું નહિ નાશ પામે એવો અને નહિ સરખામણી થઇ શકે એવો છે, તું માલેક સર્વશક્તિવાન તથા કીર્તિવંત છે.

તુઇ અર્શદારે તુઇ કદ્દર-ગાહ,
દારોખ્શાન ઝે તુ અન્જોમો મ્હેરો માહ.

૪. તું સર્વથી બુલંદ બહેશ્તનો માલીક છે, તું બુલંદ દરજ્જાનું મુળ છે, તારાથી સેતારા, ખોરશેદ અને ચંદ્ર પ્રકાશે છે.

ગદારા શેહ-શેહ કુનન્દે તુઇ;
શેહાનરા ગદાઇ દેહન્દે તુઇ.

૫. ફકીરને શહેનશાહ બનાવનાર તુંજ છે, અને શાહેનશાહને ફકીરી આપનાર પણ તુંજ છે.

ઝે સોન્અત બુલન્દ હોક્કેએ સબ્ઝફામ,
મોનવ્વર નમૂદી બે અન્જોમ તમામ.

૬. તેં તારી કારીગરીથી બહુ રંગનું બુલંદ આકાશ તારાઓથી પુરેપુરૂં રોશની ભરેલું બનાવ્યું છે

ઝે તુ ગશ્ત દોન્યા ચુ બાગે એરમ,
કે મઅમૂર દારી બે જૂદો કરમ.

૭. તારાથી દુનિયા "એરમ"ના* બાગ જેવી થઇ છે, કે જેને તું તારી કરમ બક્ષેશથી ખીલવેલી અને આબાદ રાખે છે.

બે જોઝ તુ મરા નીસ્ત ફર્યાદ-રસ,
ઝે બેહરે નિયાઝમ મબર પીશે કસ.

૮. તારા શિવાય મારી દાદ લેનાર કોઇ નથી, મારી હાજતોને માટે મને કોઈ (બીજા) આગળ લઇ જતો ના.

મનમ બીતવાનો બે લાચારગી,
બેસાઝમ તવાનાઓ બા ચારગી.

૯. હું અશકત અને લાચાર છું, મને શક્તિવાન અને સાધન સાથનો કર.

મને મોસ્તમન્દ આજેઝીરા નવાઝ,
બે ગન્જો હોનર કુન મરા સરફ્રાઝ.

૧૦. હું દુ:ખી અશકત ઉપર બક્ષેશ કર, ગંજ તથા હુન્નરથી મને સરફરાઝ કર.

---

* એરમનો બાગ અરબસ્તાનમાં કદીમ જમાનામાં બનાવવામાં આવ્યો હતો, પણ લોકોની મગરૂરીને લીધે ખોદાતાલાએ રેલનાં પાણીથી નાશ કર્યો.

બે દારઇન જે લોત્ફત ઘની કુન મરા,
જે મન દૂર કુન હર અનાઓ બલા.

૧૧. બન્ને દુનિયામાં તારી મહેરબાનીથી મને તવંગર કર, મારાથી દરેક સંકટ તથા બળા દુર કર.

બે દર્યાએ ફેકો ઘમ ઓફતાદેઅમ,
બે ગેર્દાબે હૈરત ફરૂ માન્દેઅમ.

૧૨. ફીકર તથા ગમના દરિયામાં હું પડેલો છું. ગુંચવાડા (bewilderness) ના વમળમાં હું આજેજ થયેલો છું.

રસાન કેશ્તિયમરા તુ બાદે મોરાદ,
નેમા સાહેલે મકસદમ અયે જવાદ.

૧૩. અએ કૃપાળુ સખી ખોદા! મારી કિસ્તીને તું મુરાદનો પવન પહોંચાડ, તારાં મકાનનો (મરણ પછીનો) કિનારો મને દેખાડ.

નઝર કુન બેહાલે દેલે રીશે મન,
કે યોમી ચુ માહી શુદેહ પીશે મન,

૧૪. મારાં દુઃખી જખમી દીલની હાલત ઉપર તું નજર કર, કારણ કે અકેકો દિવસ મને મહિના જેવો લાગે છે.

કુન આઝાદ ઝાન મોશ્કેલમ દાવરા,
જે હરૂ દર કોશા બાબે શાદી મરા.

૧૫. ઇનસાફી ખુદા! મને તે મુશ્કેલીમાંથી છોડવ, દરેક બાબદમાં મારે માટે ખુશાલીનો દરવાજો ખુલ્લો કર.

ફ્ઝા એઝ્ઝતો આબો મેકનત બેમન,
બેતફ્ઝીલ બેન્શાન તુ દર અનજુમન.

૧૬. મારી ઇજત, આબરૂ અને દૌલતને વધાર, મને અનજુમનમાં ઉંચે દરજ્જે બેસાડ.

જે ફઝ્લત બરમ રેહ્મ-બારાન બેબાર,
બેશુયઝ વોજૂદમ જે કોલ્ફત ઘોબાર.

૧૭. તારી મહેરબાનીથી મારી ઉપર રહેમનો વરસાદ વરસાવ, મારાં બદનમાંથી સખ્તી અને (દુઃખની) ધુળ ધોઇ કહાડ!

**ખોદાયા બેબીન આસીએ બીકસમ,**
**બેબખ્શાયો રેહમત બેકુન હમ બેહમ.**

૧૮. અએ ખુદા! તું જો કે હું નાચાર ગુનેહગાર છું, મારી ઉપર દયા કર, અને હર પળે તારી રહેમ મારા ઉપર કર.

**મકુન અઝ ગોનાહે ગેરાન શર્મસાર,**
**કે તુ બહરે જૂદસ્તિયો ઘમ-ગુસાર.**

૧૯. મને મોટા ગુનાહોથી શરમીંદો ના કરતો, કારણ કે તું બક્ષેશનો દરિયાવ છે અને ગમ ભુલાવનારો છે.

**ફોઝુન હસ્તત્ અઝ જોર્મહાયમ કરમ,**
**અઝાન બખ્શ જોર્મમ કે તુબેહ બરમ.**

૨૦. મારા ગુનાહો કરતાં તારી બક્ષેશ વધુ છે, તેથી તું મારા ગુનાહ માફ કર, કારણ કે હું તોબા કરનારો છું.

**તુ હમ હદ્દયેઅમ દેહ ફોઝૂન બન્દગી,**
**કઝાન મન બેયાબમ 'રયૂમન્દગી.'**

૨૧. તું વધુ બંદગી કરવાની બક્ષિશ મને આપ, કે જેથી હું ખુદાઇ નુર મેળવું.

**અગર્ચે નયમ લાયેકે બખ્શેશાત,**
**મરા હસ્ત ઓમ્મીદ અઝ દેર્ગહત.**

૨૨. અગર જો હું તારી બક્ષેશને લાયક નહિ હોઉં, તો પણ તારી દરગાહમાંથી હું (તારી બક્ષેશની) ઉમેદ રાખું છું.

**બેસૂયમ બેબીન રેહનમૂની બેકુન,**
**બેહન બીનવા બર ફોઝૂની બેકુન.**

૨૩. મારી તરફ જો અને મારી રાહબરી કર, મારા જેવા ગુજરાનના સાંધણ વગરના ઉપર બક્ષેશનો વધારો કર.

**નઝર કુન ઝે ધોકૂરાન બર એઅ્માલે મન,**
**કે ઘાલેબ શુદેહ બર દેલમ અહરીમન.**

૨૪. મારાં કામો તરફ મારીની નજરથી જો, કારણ કે મારાં હૃદય ઉપર અહેરેમન ગાલેબ થયો છે.

નશાની મરા ઝાસતાને કરમ,
બેદારૈન સાઝી મરા મોહતરમ.

૨૫. તારી માયાના ઉંબર ઉપરથી મને હાંકી ના કહાડતો, બન્ને દુન્યામાં મને માનવંતો કરજે.

હમીશે નેમાયમ રેહે રાસતી,
નફૂરી બેદહ અઝ રેહે કાસતી.

૨૬. મને હંમેશ રાસ્તીનો રસ્તો દેખાડજે, જુઠાઇના માર્ગથી મને ચોકેલો અને કંટાળેલો રાખજે.

તુ કેશ્તો તેજારત કુન્ અફ્ઝૂન મરા,
મોહેમ્માતે મન કુન હોમાયૂન મરા.

૨૭. મારી ખેતીવાડી તથા ધંધાધાપામાં વધારો કરજે, મારાં અગત્યનાં કામકાજ સફળ કરજે.

બેયફ્ઝાય દૂશો દેહ ઓમ્રે દરાઝ,
બેદેહ તન-દોરોસ્તીઓ દારમ બેનાઝ.

૨૮. મારી દાનાઇની વૃદ્ધિ કર અને મારી ઉમર દરાજ કર, મને તંદરૂસ્તી આપ અને મને લાડ અને અમન ચમનમાં રાખ.

તુ અસ્બાબે રૂઝીઅમ્ અઝ ઘૈબ કુન,
યકીનમ બે દર્ગાહે લારૈબ કુન.

૨૯. બન્ને દુનિયામાં તું મને રોજીનાં સાધન આપ, તારી દરગાહ વિષેનું મારૂં યકીન શક વગરનું કર.

સલામત બે ઇમાનો દીનમ બેદાર,
બે કુન દર દુ ગીતી મરા નામદાર.

૩૦. મને દીન તથા ઈમાન સાથે સલામત રાખ, બન્ને દુનિયામાં મને કીર્તિવંત કર.

બે ઓકૂબા બે ઝર્તોશ્તે એસ્ફ્ન્તમાન,
દેહી જાયમ અન્દર ગરોસ્માન મકાન.

૩૧. મિનોઇ દુન્યામાં ગરોસમાન બહેસ્તની અંદર સ્પીતમાન જરથોશ્ત પાસે મને જગ્યા આપજે.

**પોરઝ નૂરો દાનેશ સેરાજે મરા,**
**બેસાઝી કે બાશમ શવદ રૌશના.**

૩૨. મારો ચેરાગ નુર તથા દાનાઇથી ભરેલો કરજે કે જેથી મારો બાગ ચળકાટ ભરેલો થાય.

**હમીશે તુ ખાનેઅમ આબાદ દાર,**
**અબા જોમ્લે યારાનો ખીશો તબાર.**

૩૩. હંમેશાં તું મારાં ઘરને તમામ મિત્રો, ખેશાવંદો અને કુટુંબ સાથે આબાદ રાખજે.

**હમા એહલે ઝર્તોશ્તિયાને મરા,**
**તુ આબાદ દાર અન્દર હર દુ સરા.**

૩૪. બન્ને દુન્યામાં મારા જરથોશ્તી ધર્મ પાળનારા તમામ લોકોને આબાદ રાખજે.

**બેહર જાય શાન્રા તુ બોર્રમ બેદાર,**
**અબા જાહો હશમત બ એઝ્ઝો વકાર.**

૩૫. હર જગાએ તેઓને મરતબા, દબદબા, માન અને મોભા સાથે ખુશી ખુર્રમીમાં રાખજે.

**મઝીન કેર્કેઅમ રા ફેઝૂની બેદેહ,**
**બે નીકીઓ દીન રેહનમૂની બેદેહ.**

૩૬. એ મારા (જરથોશ્તી) ટોળાની વૃદ્ધિ અને આબાદી કરજે, અને તેમની નેકી અને દીનની રેહનુમાઇ કરજે.

**દોઆહાએ નીકમ ખોદાયા પઝીર,**
**બેહર કારોબારમ બેશવ દસ્તગીર.**

૩૭. અએ ખુદા! મારી નેક દુવા કબુલ કરજે, મારાં દરેક કામકાજમાં મને સહાય થા.

**બે ફર્મા સોરૂશે 'અશો'રા ચેનાન,**
**કે બાશદ નેગેહબાને મન હર ઝમાન.**

૩૮. અશો સરોષને એવું ફરમાવ કે તે દરેક વખતે મારો નેગેહબાન થાય.

બેકુન હોકૂમ બેહ્રામે ફીરૂઝરા,
કે બાશદ રફીકમ બે હર દુ સરા.

૩૯. ફત્તેહમંદ બહેરામ યઝદને એવો હુકમ કર કે બન્ને દુન્યામાં તે મારો દોસ્ત થાય.

બે હર કારો હર જાય આન મેહરબાન,
દેહદ નોસ્રતો દારદમ બા અમાન.

૪૦. દરેક કામમાં, દરેક ઠેકાણે, તે મહેરબાન (બહેરામ યઝદ) મને ફત્તેહ આપે તથા સલામત રાખે.

'અશો' ફરૂહરાનરા તુ યારમ નેમાય,
કે બાશન્દ હમ્વારેહ્ મોશ્કેલ-ગોશાય.

૪૧. અશો ફરોહરને તું મારા સાથી કર કે તેઓ હંમેશાં મારી મુશ્કેલી ટાળે.

ફ્લાહો સઆદત બે હર દુ સરા,
ઝે અમ્શાસપન્દાન બેબખ્શી મરા.

૪૨. બન્ને દુન્યામાં અમશાસ્પંદો તરફથી મને આબાદી તથા સુખ બક્ષ.

તુ અય હૂરમઝ્દમ ફ્ઝા આબો જાહ,
બે દારમ બે દૌલત હમા સાલો માહ.

૪૩. અએ અહુરમઝદ! તું મારી આબરૂ અને મરતબો વધાર, બધાં વરસ અને મહિના મને ભાગ્યશાળી રાખ.

રેહે બન્દગીઅમ ઝિયાદત નેમાય;
દરે નીકબખ્તી બેરૂયમ કોશાય.

૪૪. મને બંદગીનો રાહ વધારે દેખાડ, મારી ઉપર નેકબખ્તીનો દરવાજો ઉઘાડ.

દેહ યકબારેઅમ પાયેએ બેહ્તરી,
બે ફ્ર્કમ બેનેહ્ તાજી અઝ્ મેહ્તરી.

૪૫. મને એકવાર બહેતરીનો દરજ્જો આપ, અને મારાં માથાં ઉપર મોટા-ઇનું તાજ મેલ.

**કે બેહુમન દરે આશતીઅમ કોશાય,**
**નેકૂ નીયતો એલ્મો અકૂલમ ફૂઝાય.**

૪૬. બહમન અમશાસ્પંદથી મારે માટે સલાહ સંપજનો દરવાજો ઉંધાડ, મારી નેક નૈયત, અકકલ, અને વિદ્યામાં વધારો કર.

**ઝબાનમ નેકૂ કુન કે અર્દીબેહેશ્ત,**
**કે પાકી દેલમ કુન ચુ બાધે બેહેશ્ત.**

૪૭. અરદીબહેશત અમશાસ્પંદથી મારી ઝબાન નેક કર, પાકીજગીથી મારાં હૃદયને બાગે બહેશ્તની માફક બનાવ.

**બસા નેઅ્મતો ગન્જો અમ્વાલો ઝર,**
**બે બખ્શી મોદામમ તો અઝ શેહ્રીવર.**

૪૮. શહેરેવર અમશાસ્પંદથી તું મને હંમેશાં ઘણી નયામત, ગંજ, માલ અને જર આપ.

**તવાઝો મરા અઝ સપેન્દારમદ,**
**બે બખ્શીઓ નીકી બેદેહ્ તા અબદ.**

૪૯. સપંદારમદથી મને નમ્રતા બક્ષ, તથા જાવેદાન સુધી નેકી આપ.

**કે ખોરૂદાદ કુન હર યક અઝ સાલો માહ,**
**પોરઝ ખોરૂરમી નીઝ હર રૂઝો ગાહ.**

૫૦. ખુરદાદ અમશાસ્પંદથી મારૂં દરેક વરસ તથા મહિનો ખુશી ખુશાલી ભરેલો કર, વળી દરેક દિવસ તથા ગેહ ખુશી ખુશાલી ભરેલી કર.

**કે મોરૂદાદ એક્બાલ કુન રોશનમ,**
**દેહ્ અસ્મારે એશરત બે શાખે તનમ.**

૫૧. અમરદાદ અમશાસ્પંદથી મારૂં નસીબ રોશન કર, મારાં શરીરની ડાંખળીઓ ઉપર શાદી ખુશાલીનાં ફળ આપ.

**દેહી સૂદહાયમ કે દયેબાદરા,**
**હમેહ્ જા બેહર કારહાએ મરા.**

૫૨. દેપાદર યઝદ તરફથી મને દરેક જગ્યાએ તથા મારાં દરેક કામમાં ફાયદો આપ.

સફા બખ્શો ઔજમ તુ અઝ આદરા,
કઝ આસીબ મહ્ફૂઝ દારદ મરા.

૫૩. આદર યઝદથી મને પવિત્રાઈ તથા બુલંદ દરજ્જો બક્ષ, આફતથી તે મારૂં રક્ષણ કરે.

સફાઈ ઝે આબાન તનમરા બેદેહ,
ઝે પાકી મતાઇ દેલમરા બેદેહ.

૫૪. આવાં યઝદ તરફથી મારાં તનને સફાઇ આપ, પાકીજગીની મતા મારાં હૃદયને બખ્શ.

ઝે ખુર્શીદ દેહ સરફરાઝી મરા,
ખેરદ્મન્દો દાના બેસાઝી મરા.

૫૫. ખોરશેદ યઝદથી મને સરફરાઝી બક્ષ, અને મને ડહાપણવાળો તથા દાનાવ કર.

ઝ મેહ્ જૂદ બોક્શા દરે રૂઝિયમ,
રવા કુન ઓમીદા દેહ્ ફીરૂઝિયમ.

૫૬. માહ યઝદથી મારે માટે રોજીના દરવાજા જલદીથી ઉઘાડ, મારી ઉમેદ બર લાવ, તથા મને ફત્તેહ બક્ષ.

ઝે તેશતર બેદેહ્ તા કે બાશદ બકા,
બે તાલેઅ્ દરમ અખ્તરે સઅ્દ રા.

૫૭. તેશતર તીર યઝદથી એવું બક્ષ કે મારાં નસીબમાં શુભ સગનના સેતારા હંમેશાં જારી રહે.

કુની દૂર નહ્સ અખ્તરઝ બખ્તે મન,
શવદ હલ હમે મોશ્કેલે સખ્તે મન.

૫૮. મારાં નસીબમાંથી નેહેસ્ત સેતારાને દુર કર, મારી તમામ સખ્ત મુશ્કેલીઓ ટળી જાય એવું કર.

બે યાદે ખુદમ દાર દાયેમ ઝે ગૂશ,
કઝૂ રમ્ઝે દીની બેફહ્મમ બેહુશ.

૫૯. ગોશ યઝદ મને હંમેશાં તુંને યાદ કરતો રાખે, અને તેની મદદથી દીનના ભેદ હુશિયારીથી સમજું.

